# રમણલાલ સોનીનાં પુસ્તકો

●

અબૂતરી . . . . [ મૌલિક વાર્તાસંગ્રહ ]
પૂછડિયાના પ્રદેશમાં . . [ સાહસની સળંગ કથા ]
માથાનું દાન . . . [ શાળોપયોગી ત્રિઅંકી નાટક ]
રૂપાની ગાય . . . [ શાળોપયોગી એકાંકી નાટકો ]
ભીખો ચોટ્ટો . . . [ સ્વતંત્ર નવલકથા ]
બાળકોનાં ગીતો . . . . [ સ્વતંત્ર બાળકાવ્યો ]
પગલાં ભાગ ૧ થી ૪ . . . [ ,, ,, ]
બુધાકાલ . . . . . [ બાળ વાર્તાઓ ]
શિશુ કથા ભાગ ૧ . . . [ ,, ,, ]
મહર્ષિ દયાનંદ સરસ્વતી . . [ વિસ્તૃત જીવન ]
હિંદ અને બ્રિટનનું રાજતંત્ર . [ હાઈસ્કૂલો, કૉલેજો માટે ]
ભાગવત કથામંગલ . . . [ કથાઓ, આખ્યાનો ]
ઉપનિષદ કથામંગલ . . . [ ,, ,, ]
જય ગરવી ગુજરાત . . [ ગુજરાતના ઇતિહાસની કથાઓ ]
જગતના ઈતિહાસની વીર-કથાઓ [ શાળોપયોગી ]

## અનુવાદ-ગ્રન્થો

સ્વામી . . . . [ શરદ બાબુ ]
કાશીનાથ } ભોગીલાલ ગાંધીના [ ,, ]
સાવકી મા } સહકારમાં [ ,, ]
વિપ્રદાસ . . . . [ ,, ]
અનુરાધા [ બડી દીદી, નારીનું મૂલ્ય વગેરે ] [ ,, ]
નવીના [ શેષ પ્રશ્ન ] . . . [ ,, ]
શ્રીકાન્ત ભા. ૧–૨–૩ . . . [ ,, ]
,, ભા. ૪ [ છપાય છે ] [ ,, ]
શુભદા . . . . . [ ,, ]
ચાંદમુખ . . . . . [ ,, ]
શરદ વંદના . . . . . [ ,, ]
શરદ વાણી . . . . . [ ,, ]
પ્રભાત કિરણો [ પ્રભાત કુમાર ]
સૂડી વચ્ચે સોપારી . . . [ ,, ,, ]
નગર લક્ષ્મી . . . . [ રવીન્દ્રનાથ ટાગોર ]
આતાશી . . . . [ બંગાળી ટૂંકી વાર્તાઓ ]
વિચારિતા . . . . . . . .
લાલ પડછાયા . . . [ ચીની જપાની વાતો ]

# શ્રીમતી સીતા

[ શ્રીકાન્તનો છેલ્લો ભાગ ]

: મૂળ લેખક :

**શ્રી શશધર દત્ત**



: અનુવાદક :

**રમણલાલ સોની**

સ્વામી, કાશીનાથ, સાવકી મા, નવીના, શ્રીકાન્ત, શુભદા, ચાંદમુખ, શરદવંદના, શરદવાણી, પ્રભાતકિરણો, નગરલક્ષ્મી, વિવાહિતા, બાતાસી, વિપ્રદાસ, અનુરાધા, વગેરેના અનુવાદક

એન. એમ. ઠક્કરની કંપની

બુ ક સે લ ર્સ · પ બ્લિ શ ર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ–૨

બીજની ચન્દ્રિકા જેવી ઊગી ત્યાં આથમી ગઈ !
ભગિની ! મુજ હૈયે શાં સ્મરણો મૂકતી ગઈ !



# નિવેદન

શરદબાબુના 'શ્રીકાન્તે' બંગાળી જનતાની કલ્પનાને એવી તો હલાવી મૂકી છે કે કેટલાક લેખકોએ 'શ્રીકાન્ત'ના ચાર ભાગથી સંતુષ્ટ ન થતાં એને આગળ ચલાવવા પ્રયત્નો કર્યા છે. એવા એક પ્રયત્ન લેખે બહાર પડેલ શ્રી શશધર દત્ત કૃત 'શ્રીકાન્તેર શેષ પર્વ'નો આ સીધો અનુવાદ છે. પરંતુ સ્વતંત્ર નવલ તરીકે પણ આ ગ્રંથ શોભે તેમ લાગવાથી 'શ્રીમતી સીતા' એવું એનું નામ આપ્યું છે. લેખક શરદબાબુની શૈલીનું કેવું સફળ અનુકરણ કરી શક્યા છે એ તો પુસ્તકનું વાચન જ કહેશે.

મોડાસા, ૧૭-૧-૪૩ અનુવાદક.

# ૧

અકસ્માત એક દિવસ છેલ્લું બંધન તૂટી ગયું. સંસારમાં, પૃથ્વીમાં, પોતાનું એવું હવે ક્યાંયે પણ કંઈ પણ રહ્યું નથી એ જોઈ એક નિરાંતનો નિઃશ્વાસ નાખી હું વિચારમાં પડી ગયો. ઈશ્વર! તું મંગલમય છે! નહિ તો જેને તેં ભવનું ભટકતું મન આપી આ ધરતી પર મોકલ્યો છે, તેનું સંસારના બંધનમાં બંધાઈને રહેવું એ કેવો હાસ્યાસ્પદ પ્રયત્ન હતો, એ તારી જ ઇચ્છાથી, નિઃસંદેહપણે ફરી એકવાર સાબીત થઈ ગયું.

થયું તો ખરું! પરંતુ મારું હવે હું શું કરીશ? હું ક્યાં જઈશ? મારા આ ચંચળ, ઉદ્‌ભ્રાન્ત મનને, શા વડે હું રોકાયેલું રાખીશ? કલકત્તા કદી પણ મારા મનને બાંધી રાખવાને શક્તિમાન થયું નથી. મારો અહીંયાં શ્વાસ ચડી જાય છે. મારું મન, મુક્ત નીલ આકાશના છત્ર હેઠળ, અસીમ વિસ્તારને માર્ગે, સીમાહીન સાગરની છાતી પર રાત ને દિવસ દોડી જવા ચાહે છે. મારી પ્રખર કામનાનું સંસારબંધન, જરાક અમથા એક સામાન્ય નિઃશ્વાસના

આઘાતથી જ છિન્નભિન્ન થઈ ગયું એનું એક માત્ર કારણ કદાચ આજ હશે.

ભલે છિન્નભિન્ન થઈ ગયું! પરંતુ એની વ્યથા આવી અસહ્ય બની પીડશે, એવું જો એ બંધનમાં જકડાતા પહેલાં જ સમજાયું હોત તો......જવા દે—એની ચર્ચા કરવામાં હવે કશો યે આનંદ નથી.

જે કપોતીને લઈને સુખનો માળો બાંધ્યો હતો, તે કપોતીને જ જ્યારે ખોઈ બેઠો, ત્યારે એ તુચ્છ માળાની માયા ટકી રહે ખરી? નિર્દય મન કરી, રોજ રોજની સેંકડો સ્મૃતિઓથી ભરેલી પ્રત્યેક ચીજ બેય હાથે વહેંચી દઈ એક દિવસ બંદરના ધક્કા પર આવી ઊભો. મારા મનમાં ભૂતકાળની રખડપટ્ટીની સ્મૃતિઓ પ્રબળ આવેગથી ઘોળાવા લાગી. પળ વારને માટે મનનો પાષાણભાર અંતર્ધાન થઈ ગયો. હું ફરીને જાણે મને પોતાને પામ્યો. ગંગામૈયાના હૈયામાંથી અનંત મહાસાગરના આકુલ આહ્વાનનો ધ્વનિ નીકળીને જાણે મારા કાનમાં પ્રવેશ કરતો હોય એવો મને અનુભવ થયો. મારા જનમારાના રખડુ મનમાંથી ભૂતકાળની તમામ સ્મૃતિઓ, વ્યથાઓ, જ્વાળાઓ, દુઃખ, અને વેદના બધુંયે થોડાક સમયને માટે જાણે સંપૂર્ણપણે લુપ્ત થઈ ગયું. છેલ્લી વારને માટે હું રંગૂન જતા જહાજમાં ચડ્યો.

હું કહું છું, છેલ્લી વારને માટે. કારણ કે મનમાં મનમાં મેં ફરી ફરીને સંકલ્પ કર્યો છે કે હવે ફરી કદી પણ હું હિંદુસ્તાનમાં પાછો જવાનો નથી. જીવનના બાકી રહેલા દિવસો દૂર દૂર બ્રહ્મદેશમાં જ પૂરા કરીશ. પોતાનું કહેવા જેવું જેને કોઈ નથી, આકર્ષણ કરે એવું જેની પાછળ કોઈજ રહ્યું નથી, જેના પાછા આવવાની વાટ જોતી આતુર ચિંતાતુર બે આંખો આવડા મોટા ભારતવર્ષમાં ક્યાંયે પણ નથી, એ અભાગિયાએ પાછા આવવાની જરૂર પણ શી છે?

જરૂર રહી નથી. જેની જરૂર રહી નથી, જેના અસ્તિત્વનો હવે અનુભવ થવાનો નથી, તેણે જીવતા રહેવું એ પણ અપરાધ છે. પરંતુ મારી ઇચ્છાથી મને જીવન મળેલું નથી, એટલે સ્વેચ્છાએ મૃત્યુને ભેટવાનો અધિકાર પણ મને હોઈ શકતો નથી.

મૃત્યુ! કોઈ એક પુસ્તકમાં વાંચ્યું હતું કે 'જીવન માયા છે, જીવન સ્વપ્ન છે! મૃત્યુ સત્ય છે, મૃત્યુ જ સત્ય જીવનને પુનઃ પામવાનું તોરણદ્વાર છે.'

પરંતુ શું સાચેસાચ એમ છે? જીવન જો સ્વપ્ન હોય, માયા હોય, તો હું એવી જ પ્રાર્થના કરીશ કે હે ભગવાન! જીવનનાં સ્વપ્ન-માયામાં જે સ્નેહ હું પામ્યો છું, જે સ્પર્શ પામ્યો છે, જે સ્વપ્નમયી ગભીર દૃષ્ટિમાં કેદ થવાનું સૌભાગ્ય પામ્યો છું, તે જ મને જન્મે જન્મે મારા જીવનમાં મળો. હું એ સ્વપ્નમાયાને જ સત્ય સમજી સત્ય જીવનનું પ્રલોભન રોકી રાખીશ.

'બાબુજી, બક્ષિસ!'

જોઉં છું તો બે મજૂરો, જેઓ હું ધક્કા પર જઈ ઊભો કે તરત જ ઝાપટ મારી મારો સરસામાન લઈને અદૃશ્ય થઈ ગયા હતા, તેઓ હાસ્યથી ફાટેલા મોઢે મારી સામે જોઈને સલામ કરી રહ્યા હતા. મારી વિચારની જાળ છેદાઈ ગઈ. જોયું તો હજારો વિધવિધ જાતભાતનાં સ્ત્રીપુરુષો જેઓ ધક્કા ઉપર અને ચારે તરફ એકઠાં થયાં હતાં, તેઓ આ પહેલાં ક્યારનાંયે જહાજમાં ચડી ગયાં હતાં. જહાજનું લંગર ઊંચકવાનો ઘંટ વાગી રહ્યો હતો. બંને મજૂરોને વિદાય કરી ધીરે ધીરે રેલિંગ આગળથી હું બીજા વર્ગની કેબિન-ડેકમાં આવી ઊભો. ત્યાં ઢગલાબંધ શોખીન સ્ત્રીપુરુષો પોતપોતાને ફાવતા સ્થળે ડેક-ચેર ખેંચી લઈ બેસવાની તૈયારીઓ કરતાં હતાં.

ઘોર ઘર્ઘર અવાજ કરતું કરતું જહાજનું ગંજાવર લંગર ગંગાની છાતીમાંથી નીકળી આવ્યું. અતિ ધીર ગતિએ વિશાળ જહાજ ધક્કાના બંધનમાંથી મુક્ત બની ચાલવા માંડયું. રેલિંગ આગળ ઊભા રહી બીજાં અનેક માણસોની સાથે મેં કલકત્તા અને બંગાળ માતાને મનથી મનથી વિદાય અભિનંદન સમર્પ્યાં.

જહાજનો વેગ વધતાં કલકત્તા નજર બહાર અદશ્ય થઈ ગયું. હું એક દીર્ઘ નિઃશ્વાસ નાખી સંપૂર્ણ ચિંતાહીન મને ડેક પર પાછો આવ્યો, અને એક ખૂણે એક સૂની ડેક-ચૅર મળી આવતાં નિર્જીવ દેહે અને મને તે પર આસન જમાવ્યું.

ધીરેધીરે સમય પસાર થતો જવા લાગ્યો, મારી ચારે તરફ અતિ આનંદથી ઉત્તેજિત બનેલાં ગળાંમાંથી ગુંજનધ્વનિ નીકળતો હતો. હું સમજી ગયો કે સૌ પોતાના પ્રિયજનના કાનમાં, અસીમના આહ્વાનધ્વનિના અવ્યક્ત આનંદને પ્રગટ કરવાનો પ્રયાસ કરી રહ્યું હતું. હવે પછીના ત્રણ દિવસ ને ત્રણ રાતના નિષ્કર્મ અખંડ અવસરે, કર્મથી થાકેલાં મનને કલ્પનાતીત સંભવિતતાની ચિંતાઓના આવેશથી ભરી દીધાં હતાં. ભૂતકાળ ડૂબી ગયો છે, વર્તમાન ક્ષુબ્ધ છે, અને ભવિષ્ય અસંભવિત સંભવિતતાઓના ભારથી ઉત્તેજિત છે.

એવું જ બને છે. હું જ્યારે પહેલવહેલો બ્રહ્મદેશ જવા નીકળ્યો હતો ત્યારે મારા મનનો ઉન્મત્ત આનંદ આવી જ રીતે ધોધમાર વહેતો હતો. પરંતુ આ વખતના પ્રવાસમાં એ અસહ્ય આનંદનો બિલકુલ સ્પર્શ સરખો યે મારા શૂન્ય મનમાં નહોતો. ભલે નહિ, પણ હું કલકત્તાની શ્વાસોચ્છવાસ રૂંધતી આબોહવામાંથી તો છૂટયો હતો!

જહાજ ઝડપી ગતિએ સમુદ્ર ભણી દોડી રહ્યું હતું.

હું તે વખતે અર્થ વગરના, મેળ વગરના વિચારોના બોજમાં તંદ્રાવશ થઈને પડયો હતો, એવામાં ઓચિંતાનો કોઈએ બોલાવ-

વાથી ચમકીને જાગી ગયો. નવાઈ પામી જોયું તો મારા ગામનો નિતાઈ પ્રામાણિક મારા મોં સામે એકાગ્ર નજરે જોઈ રહ્યો હતો.

હું કંઈ બોલું તે પહેલાં જ, નિતાઈએ મને સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું:

'તમે ક્યાં જાઓ છો, દાદાબાબુ?'

નિતાઈ પ્રામાણિકને બીજા વર્ગના ડેકમાં જોઈ મારા વિસ્મયની કંઈ હદ રહી નહિ. તો પણ શાંત સ્વરે મેં કહ્યું:

'રંગુન જાઉં છું, નિતાઈ! પણ તું ક્યાં જાય છે?'

નિતાઈ ગાલભરી હસીને બોલ્યો:

'અમે ય પણ રંગુન જઈએ છીએ. વાહ, સરસ થઈ ગયું. પણ દાદાબાબુ, કહે છે કે એ મલેચ્છ દેશમાં એક વખત પગ મૂક્યો કે નાતજાત ધરમ કંઈ રહેતું નથી. એટલે મને થાય છે કે પેટના બળ્યા ભલે જવું પડે, પણ દેશમાં પાછો આવ્યા પછી પાંચ સાધુ બ્રાહ્મણોને ભોજન કરાવી, એક અંગ પ્રાછત કરવાથી—'

નિતાઈની ઇહિલોકની શુદ્ધિનું તત્ત્વજ્ઞાન સાંભળવાનો લેશમાત્ર ઉત્સાહ ન હોવાથી મેં તેને વચમાંથી અટકાવી કહ્યું: 'પરંતુ એ 'અમે' કોણ, નિતાઈ?'

નિતાઈના મુખનો ભાવ એકદમ ગંભીર બની ગયો; મારા પગની પાસે ઉભડક બેસીને તે બોલ્યો: 'ઓહ, તમે બધું ભૂલી ગયા લાગો છો.'

આમ કહી ઘડીક પાછળ નજર કરી લઈ અવાજ ધીમો કરી તે ફરીથી બોલ્યો: 'રાજાબાબુ બે વરસથી પોરોમમાં છે, દાદાબાબુ! ત્યાં કેમ રહી પડ્યા છે એ જાણીને તમને કંઈ લાભ નથી. પણ તમે તો જાણો છો, આજકાલ કરતાં વીસ વરસથી રાજાબાબુની ખાનસામાગીરી કરી મારા વાળ ધોળા થઈ ગયા. એટલે જ્યારે કંઈ જરૂર પડી કે તરત હુકમ છૂટ્યો, બોલાવો નિતાઈને! અને નિતાઈ

પણ તરત હાજર! પરંતુ ગમે તેમ કહો, દાદાબાબુ, રાજાબાબુના જેવો શેઠ પણ બહુ તપ કર્યું હોય ત્યારે જ મળે છે. એક વાર હું માંદો પડ્યો..."

નિતાઈ ઊલટી જ દિશાએ દોડે છે જોઈ, મેં ફરી તેને બોલતો અટકાવી કહ્યું:

'તારી માંદગીની વાત પછી કરજે, નિતાઈ! તારા રાજાબાબુની વાત પૂરી કર. ક્યારના તેઓ પ્રોમ રહે છે?'

જોયું તો નિતાઈના મોં પર અપ્રસન્નતાનો ઓળો ધસી આવ્યો.

તે મ્લાન મુખે બોલ્યો: 'કહ્યું તો ખરું કે રાજાબાબુ બે વરસ થયાં પ્રોમમાં રહે છે! હં, આગળ સાંભળો, પરમ દહાડે તાર આવ્યો કે રાજા બાબુ મરણપથારીએ છે. ગુરુદેવ અને સીતાને લઈ નિતાઈએ બીજી જ આગબોટમાં આવી પહોંચવું. એટલે જાઉં છું, દાદાબાબુ. મા કાલી-ગંગાને ખબર, હવે રાજાબાબુનું મોં જોવા પામીશ કે નહિ!'

આટલું બોલી નિતાઈ મોં ગંભીર કરી બેઠો.

હજીયે હું કંઈ સ્પષ્ટ સમજી શક્યો નહોતો. તેથી મેં કહ્યું: 'રાજાબાબુ વળી કોણ? તું નિવારણબાબુની વાત તો નથી કરતોને?'

નિતાઈના ગંભીર મોં પર હાસ્ય ફૂટી નીકળ્યું.

તે બોલ્યો: 'હા, દાદાબાબુ, એમની જ વાત કરું છું. અમે એમને રાજાબાબુ કહી બોલાવીએ છીએ. તે ન બોલાવીએ? કલકત્તામાં જેમનાં અઢાર અઢાર વીસ વીસ તો ઘર છે, બેંકમાં લાખો રૂપિયા છે, એમને રાજાબાબુ ન કહીએ તો શું...'

આટલે સુધી બોલીને નિતાઈને બંધ થઈ જવું પડ્યું. ખૂબ સંભવિત છે કે તેને આગળ ઉપમા સૂઝી નહિ હોય.

મેં કહ્યું: 'નિવારણબાબુને પુત્ર નથી, ખરું, નિતાઈ?'

'ના, દાદાબાબુ, ના. કેટકેટલા દેવતાઓની બાધા આખડી

કરી ત્યારે આ એક છોકરી થઈ છે. રાણીમા પણ આજ પાંચ વરસ થયાં સ્વર્ગે સિધાવ્યાં છે. આ છોકરી સિવાય આટલી દોલત, આટલા રૂપિયા, ભોગવનારું બીજું કોઈ નથી દાદાબાબુ...! નસીબમાં હોય એ ખરું. પરંતુ છોકરો ન હોય તેથી શું, દાદાબાબુ! દિદિમણિને તો તમે પેલે દિવસ જોઈ છે ને ?'

મેં માથું ધુણાવી હા કહી એટલે નિતાઈએ ફરી બોલવા માંડ્યું:

'સાક્ષાત્ મા દુર્ગાની પ્રતિમા જોઈ લ્યો! એટલામાં જ બે પરીક્ષાઓ તો પાસ કરી નાખી! અંગ્રેજી એવું તડતડ બોલે છે જાણે કોઠી ફૂટી. તે ન હોય એવું ? કેવા ઘરની દીકરી છે—દિદિમણિ! તમે પણ આ જહાજમાં જાઓ છો એવું એ સાંભળશે તો તરત તમારી પાસે દોડી આવવાની. પેલે દિવસ રાજાબાબુના નિમંત્રણમાં આવ્યા પણ તમે કશુંયે ખાધું નહોતું, એથી દિદિમણિને કેટલું દુઃખ થયું હતું !'

એકાએક મારી મનોદૃષ્ટિ આગળ ત્રણ વરસ પહેલાંનું એક દૃશ્ય તરી આવ્યું. તે વખતે આ નિવારણ ઘોષનાં ઘણાં મકાનોમાંના એક મકાનમાં હું ભાડે રહેતો હતો. કાંઈક નિમિત્તે નિમંત્રણ મળવાથી હું નિવારણબાબુને ઘેર ગયો હતો. એ વિપત્નીક, મદ્યપી, લંપટ ધનિકને મગજમાં શું ભરાઈ આવ્યું કે એણે પોતાની એક રખાતને ઘેરે બોલાવી તેને જ હાથે મિષ્ટાન્ન પીરસાવી એને સમાજમાં દાખલ કરાવી દેવાનો ઈરાદો રાખ્યો હતો.

જો કે કલકત્તામાં સમાજ જેવી કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી. અને સાધારણ રીતે આવી જાતના અનાચારની કલકત્તા જેવા સ્થળમાં કોઈ પરવા યે કરતું નથી. છતાં પણ હું કોઈ રીતે તે બરદાસ્ત કરી શક્યો નહિ—તેથી ધમાલ મચી ગઈ. પરિણામે મારે ભૂખ્યા જ પાછા ફરવું પડેલું. સીતા તે વખતે પંદર કે સોળ વરસની

છોકરી હતી. તે ભોજનગૃહમાં આવી. મને પોતાને હાથે પીરસીને જમાડવા માટે બીજા ઓરડામાં તે લઈ જવા ઇચ્છતી હતી. પણ કંઈ જ બની શક્યું નહિ. નિવારણ બાબુ છોકરી પર ગુસ્સે થઈ ગયા હું જતો રહ્યો. એટલું ખરું કે પાછળથી નિવારણ બાબુ પોતાની સ્વાભાવિક અવસ્થામાં આવતાં મારી માફી માગી ગયા હતા.

એકાએક નિતાઈ જોરથી ઊભો થઈ જઈ બોલ્યો: 'હવે હું જાઉં છું, દાદાબાબુ. જટાધારી બાબા કદાચ ગુસ્સે થઈ ગયા હશે.

આમ બોલતાં બોલતાં નિતાઈ ઝડપથી જતો રહ્યો.

મેં વિસ્મય પામી નજર કરી જોયું તો નજીકમાં જ ડેક ઉપર એક ગાલીચા પર એક દીર્ઘ જટાજૂથધારી વિશાલવપુ સંન્યાસી બિરાજેલા હતા, અને તેમને ઘેરીને અનેક કુતૂહલભરી આંખો એકાગ્ર બનેલી હતી. મારું મન આ નહિ ધારેલી નવીન ઘટનાના આશ્ચર્યે ચકિત થઈ ગયું; અને એ જટાધારી બાબાજીને જોવા માટે, તેમની સાથે વાર્તાલાપ કરવા માટે તલપાપડ થઈ ગયું. દૂરથી સંન્યાસીને જોતાં જ, શી ખબર શાથી, રહી રહીને એવો વિચાર મારા મનમાં જાગવા લાગ્યો કે આ ચહેરો અગાઉ ક્યાંક જોયો છે ખરો. પરંતુ ક્યાં જોયો છે એ કોઈ રીતે યાદ કરી શક્યો નહિ. એક વાર એમની પાસે જઈ વાતચીત કરી આવવાનું મન થઈ આવ્યું, પરંતુ આતુર સ્ત્રી પુરુષોનું ટોળું તેમને જે રીતે ઘેરી વળેલું હતું એ જોઈ મારા તમામ સંકલ્પો પલકમાં ચૂર્ણ થઈ ગયા.

હું બે પગ પહોળા કરી આંખો મીંચવાની તૈયારી કરું છું એવામાં વીણાના ઝંકાર જેવા સ્વરે કોઈએ મને બોલાવ્યો:

'શ્રીકાન્તબાબુ!'

હું વિસ્મયથી ચમકીને ટટાર થઈ બેઠો; બેસતાં જ જે જોયું તેથી મારો પરમ વિસ્મય પણ વિસ્મિત થઈ ગયો, મારા મુખમાંથી પળ વાર એક શબ્દ પણ નીકળી શક્યો નહિ.

હું મૂઢ બની, મુગ્ધ બની, ફાટેલી આંખે જોઈ રહ્યો.

## ૨

જીવનમાં ઘણી સ્ત્રીઓને મેં ઘણાં રૂપે જોઈ છે. મેં જે મેળવ્યું હતું, તે ખોઈ બેઠો છું. મને ગર્વ હતો કે એ ફરી કદી પણ મળવું સંભવિત નથી, હોઈ શકે પણ નહિ. પરંતુ આ થોડીક ક્ષુદ્ર પળોમાં જે અગ્નિશિખા, અચંચળ પ્રકાશ રૂપે સ્થિર બની મારી સામે ઊભી હતી એની સાથે તુલના કરી શકું એટલી થાપણ મારી પાસે નહોતી.

મને વિસ્મિત દૃષ્ટિએ જોઈ રહેલો જોઈ, તરુણીએ મંદ હાસ્ય કર્યું, અને મીઠા મધુર ધીમા સ્વરે કહ્યું:

'હું સીતા, શ્રીકાન્તબાબુ!'

સાથે સાથે મારી મુગ્ધ દૃષ્ટિ, પ્રશંસા–દૃષ્ટિ રૂપે પલટાઈ ગઈ. હું ફરી સ્વસ્થ બની ગયો.

મેં કહ્યું: 'તું સીતા? પણ શું નવાઈની વાત છે, માત્ર ત્રણ જ વરસ તને જોઈ નથી, છતાં તને......'

મારું વાક્ય પૂરું થવા દીધા વગર સીતા બોલી: 'ઓળખી ન શક્યા. એ તો હું તમારા મોં સામે જોતાં જ સમજી ગઈ હતી.

નિતાઈએ કહ્યું કે તમે સાથે છો.—એ સાંભળીને મારી બધી ચિંતા દૂર થઈ ગઈ.'

નજીક જ એક ડેક–ચેર ખાલી પડેલી હતી. સીતાને બેસવાનું કહી મેં કહ્યું: 'કહે છે તારા પિતા નિવારણબાબુ પ્રેમમાં છે—બહુ માંદા છે. પરંતુ એ નથી સમજાતું, સીતા, કે કલકત્તામાં બધું છોડી કરીને બે બે વરસથી તેઓ ત્યાં શું કરવા રહ્યા છે; કંઈ ધંધો કરે છે શું?'

સીતાનું પ્રફુલ્લ મુખ મ્લાન થઈ ગયું.

તે બોલી: 'ત્યાં કેમ રહ્યા છે, ને શું કરે છે તેની અમને કંઈ જ ખબર નથી.'

આમ કહી સીતા અવાજ ઉતારી દઈ ફરીથી બોલી: 'મારા પિતાને તો તમે ઓળખો છો! તમે તો જાણો છો કે એમની ઇચ્છા અનિચ્છાની સામે અમારું કશું યે ચાલતું નથી! હવે ભગવાનની પાસે એટલી પ્રાર્થના કરું છું કે ત્યાં જઈને એમને સાજાસમા ભાળું.'

મેં કહ્યું: 'જટાધારી બાબાજી કોણ છે?'

પ્રશ્ન સાંભળી સીતાનું મુખ ઉજ્જવળ બની ગયું.

તે બોલી: 'તેઓ મારા પિતાના સદ્ગુરુ છે. સિદ્ધ પુરુષ છે. છેલ્લા છ મહિનાથી તેઓ અમારા જ એક ઘરમાં રહે છે. પિતા પર એમને અત્યંત સ્નેહ છે. અને પિતાને પણ એમના ઉપર અગાધ વિશ્વાસ છે. એટલે પિતાએ જ્યારે મારા કાગળ પરથી જાણ્યું કે ગુરુદેવ કલકત્તામાં છે, ત્યારે એમને પણ આવવા માટે ખાસ આગ્રહ કરી તાર કર્યો. પિતા પર એમને ખૂબ સ્નેહ છે ખરો ને, એટલે. નહિ તો કહે છે કે લાખ રૂપિયા આપો તોયે કોઈના યે ઘેર તેઓ જતા નથી.'

કંઈ પણ અભિપ્રાય દર્શાવ્યા વગર મેં કહ્યું: 'જટાધારી ઠાકુર આટલા દિવસ ક્યાં રહેતા હતા?'

મારો પ્રશ્ન સાંભળી સીતાના મોં પર વિસ્મય ફેલાઈ ગયો. તે બોલી: 'તેઓ સિદ્ધ પુરુષ છે, એમનું રહેવાનું શું કોઈ ચોક્કસ સ્થળ ઠરાવેલું હોય છે? કહે છે કે કલકત્તામાં આવ્યા તે પહેલાં તેઓ હિમાલયના કાંચનજંઘા શિખર પર બેઠા બેઠા તપસ્યા કરતા હતા. પૂરેપૂરાં બાર વરસ લગી તપસ્યા કરવાનો સંકલ્પ કરી તેઓ આસન વાળી બેઠા હતા.'

મેં જરા હસીને કહ્યું: 'તો એમાં વ્યતિક્રમ શાથી થયો?'

સીતા ચમકીને મારા મોં સામે નજર કરી બોલી: 'તેઓ સિદ્ધ પુરુષ છે. એમની મશ્કરી ન થાય. મહા પાપ લાગે.'

મેં ગભરાઈ જઈ કહ્યું: 'ના, ના, એ સમજવામાં તારી ભૂલ થાય છે, સીતા, હું બિલકુલે મશ્કરી નથી કરતો. મેં તો માત્ર કુતૂહલવશ થઈ જાણવા માગ્યું હતું કે જો બાર વરસનો જ સંકલ્પ હતો તો પછી એનો વ્યતિક્રમ શાથી થયો?'

સીતા જરા ઊંચા અવાજે બોલી: 'જેઓ સિદ્ધ પુરુષ છે, તેમને શાથી વ્યતિક્રમ થાય છે, અને નથી થતો, એ વિષે આપણા જેવા સંસારી જીવોએ કલ્પના કરવા બેસવું એ પણ મૂર્ખાઈ છે. ખોટું કહું છું, શ્રીકાન્તબાબુ?'

મેં ઉત્સાહપૂર્વક કહ્યું: 'ચોક્કસ મૂર્ખાઈ છે. પણ એ વાત જવા દે. મને થાય છે કે આ ત્રણ દિવસ ને ત્રણ રાત બાબાજી શું ખાઈને વીતાવશે? માત્ર મમરા પૌંઆ ને સૂકો ગોળ કે સાથવો ખાવાથી ખાવા પર જ એમનો અભાવ નહિ થઈ જાય?'

મારું બોલવું સાંભળી એકદમ સીતા ખીલખીલ કરતી હસી પડી. હસતાં હસતાં તે પોતાના ઘુંટણ ઉપર ધનુષાકાર બની ગઈ. મારા શબ્દોમાં આટલું બધું હસવા જેવું શું હતું એની મને સમજ પડી નહિ! હા, પણ મારે વધારે વખત એની ચિંતામાં કાઢવો પડ્યો નહિ.

સીતા બોલી: 'ગુસ્સે ન થશો, શ્રીકાન્તબાબુ સાચું કહું છું, તમે બધા ખરેખર જૂના જમાનાના માણસો છો. તમારી સંન્યાસી વિષેની કલ્પના એ જૂના જમાનાના આદર્શમાં જ રહેલી છે. સંન્યાસી થયો એટલે ગંગાજળમાં તડકે નાખેલા ચોખા, કાચાં કેળાંની સાથે બાફી, ઘી અને મરીમાં ખાય, નહિ તો ગોળમમરા ખાઈને કે સાથવો ને મરચું ખાઈને પોતાની પવિત્રતાનું રક્ષણ કરે. આવું જ તમે સમજો છો, ખરું ને?'

મેં સંપૂર્ણ સંમતિ જણાવી કહ્યું: 'ખરું જ.'

સીતા વળી એકવાર હસી લઈ બોલી:

"પરંતુ મને દુઃખ થાય છે કે આ આધુનિક યુગમાં તમારા જેવા સુશિક્ષિત પુરુષો કઈ હિંમતથી એ દુષ્ટ પશુ-પ્રથાને વળગી રહી શકતા હશે! અમારા શ્રીમત્ જટાધારી સંન્યાસી, આપણા જેવા સાધારણ માણસો જે ખાય છે તે જ ખાઈને રહે છે. તેઓ શું કહે છે—સાંભળવું છે?'

સાંભળવાના મારા ઉત્સાહનો કંઈ અંત નહોતો.

મેં કહ્યું: 'વાહ, કેમ નહિ સાંભળું? બોલો.'

સીતાએ એક વાર સમુદ્ર ભણી નજર કરી લઈ બોલવા માંડ્યું:

'તેઓ કહે છે કે આત્મા અને મનને ભૂખે મારવાથી, દુઃખ દેવાથી, કદી પણ મોક્ષ પ્રાપ્ત થઈ શકતો નથી. મન અને આત્મા એ બંનેયે જો દુઃખો થતાં હોય, તો કોના બળથી હું ઈશ્વરની આરાધના કરવાનો? મનની શક્તિ અને આત્માનું તેજ જો પરિપૂર્ણ રાખવાં હોય તો જોઈશે રૂચિ અનુસાર ખાદ્ય, અને જોઈશે મનની ઇચ્છા અનુસાર વસ્તુ. તો જ હું તમામ પ્રલોભનો પર વિજય મેળવી ઈશ્વરની નજીક પહોંચી શકીશ.'

મારી અજાણમાં મારા મુખમાંથી શબ્દો નીકળી ગયા: 'સત્યાનાશ! આવું તેઓ કહે છે શું?'

સીતા લાલઘૂમ થઈ ગઈ. આગના જેવા તેના ચહેરાના રંગે ઘટ્ટ રક્તના જેવો રંગ ધારણ કર્યો.

તે બોલીઃ 'સત્યાનાશ વળી શાનું, શ્રીકાન્તબાબુ? સાચું કહું છું, મેં ધાર્યું હતું કે છેવટે તો તમારા જેવી શિક્ષિત વ્યક્તિ મારા મતને અનુસરતી થઈ શકશે.'

મેં નિરાધાર દૃષ્ટિએ થોડે દૂર અનેક મહારથીઓના હલ્લા ખમતા, વ્યૂહની વચમાં બેઠેલા જટાધારી બાબાજીના શ્રી અંગનો જેટલો ભાગ દેખાતો હતો તે પર પળ વાર નજર કરી.

મેં સીતાને કહ્યુઃ 'હું સાચું કહું છું, સીતા, સત્યાનાશ શબ્દ બોલવાની મારી બિલકુલ ઇચ્છા નહોતી. બેધ્યાનપણે મોઢામાંથી એ શબ્દ નીકળી ગયો છે. વળી તને ખબર નથી, પણ સાચેસાચ મારું મન એવું કુસંસ્કારથી બંધાઈ ગયેલું છે કે સાધુ સંન્યાસીનું નામ પડતાં જ છડેલા ચોખા, કાચાં કેળાં અને ગાંજાની વાત યાદ આવી જાય છે. હશે—જવા દે એ વાત. હવે કહે, જટાધારી બાબાજી પોતાનું મન ચાહે તે કરે છે, એવું જ તારું કહેવું છે ને!'

સીતા ગંભીર સ્વરે બોલીઃ 'કહું છું તો એવું. પરંતુ તમે જે ભાવે કહો છો, એ ભાવે હું કશું યે બોલી નથી.'

સમજી ગયો કે સીતા ગુસ્સે થઈ હતી.

બરાબર જોતો આવ્યો છું કે મારા જીવનમાં કદી પણ હું સ્ત્રીની સાથે એકમત થઈને ચાલી શક્યો નથી. તે વખતે મૂંઝવણમાં પડી ગયો છું એમાં સંદેહ નહિ.

મેં કહ્યુંઃ 'તું આમ ઘડીકમાં ગુસ્સે થઈ જશે એવું જાણ્યું હોત તો કદી પણ જટાધારી સંબંધી વાત કાઢત જ નહિ.'

ગંભીર થઈને બોલવા તો ગયો, પણ હું હસી પડ્યો.

સીતા પણ હસી પડી.

તે બોલીઃ 'તમારો સ્વભાવ જરાયે બદલાયો નથી, શ્રીકાન્તબાબુ!

આશા રાખું છું કે બંગાળી પુરુષનું ચિહ્ન ક્રોધ પણ તમારામાં એટલા જ પ્રમાણમાં હશે.'

મેં હસીને કહ્યું: 'હા, છે. પરંતુ જે વાત ચાલતી હતી, તે હજી પૂરી થઈ નથી. એટલે—'

વચમાં જ સીતા બોલી: 'જટાધારી કાકા સંબંધીની વાતો ખાલી મગજમારી છે, એથી લાભ કશો થવાનો નથી. કારણ કે તેઓ જ્યારે સદેહે અહીંયાં ઉપસ્થિત છે, ત્યારે તેમના શ્રીમુખની વાણી બીજાને મોઢે સાંભળવા કરતાં શ્રીમુખે જ સાંભળવી એ યોગ્ય છે. એટલે આપણે શા સારૂ નકામું માથું પકવવું!'

મેં ગંભીર થઈ કહ્યું: 'સિદ્ધ પુરુષના નામે આવી અશ્રદ્ધાથી વાત ન કરવી જોઇએ, સીતા.'

સીતા જોરથી હસી પડી.

હસવું અટકાવી તે બોલી: 'તો એક વાત કહું, શ્રીકાન્તબાબુ. જો ગુસ્સો કરવો જ હોય, તો બધું સાંભળી રહ્યા પછી જ કરજો. બોલો, કબુલ છે?'

મેં હસીને કહ્યું: 'કશું જાણ્યા કર્યા વગર આગળથી સોગન કેવી રીતે ખાઇ શકાય, કરે જોઉં!'

સીતા મારો સવાલ કાને ધર્યા વગર બોલવા લાગી:—

'ઓછો વખત નથી થયો. તમે તે વખતે અમારી જોડના ઘરમાં રહેતા હતા. બે વરસ તો જરૂર રહ્યા હશો. પછી દિદિ મરી ગઈ. અને તમે પણ એ પછી ત્રણ વરસ કોણ જાણે ક્યાં ગુમ થઈ ગયા, કંઈ પત્તો જ લાગ્યો નહિ. અને ફરી કદી પણ તમારાં દર્શન થશે એવું સ્વપ્નમાં પણ કલ્પ્યું નહોતું. મેં તો ધારેલું—'

એકાએક સીતા ચૂપ થઈ ગઈ. તે કંઇ વિચારવા લાગી.

થોડીવાર શાંત રહી તે ફરી બોલી: 'વારૂ, દિદિનો શોક શું તમને બહુ લાગ્યો હતો, શ્રીકાન્ત બાબુ?'

શું જવાબ દેવો તે સૂઝ્યું નહિ. જેની બીક હતી તે જ છેવટે

આવી પહોંચ્યું જોઈ હું અસ્થિર બની ગયો. મેં કહ્યું: 'તું એ બધું નહિ સમજે, સીતા! તું બીજી વાત કર.'

સીતા પળવાર મારી સામે ગંભીર નજરે જોઇ રહી બોલી: 'નહિ સમજું? હું સ્ત્રી થઈને એવી બહેનને ખોઇ બેસવાનું દુઃખ ન સમજું, મને શું તમે એવી બાળક સમજો છો, શ્રીકાન્તબાબુ?"

અત્યંત દુઃખમાં પણ હું હસી પડ્યો.

મેં કહ્યું: 'ના, તું બાળક નથી, ખૂબ મોટી થઈ ગઈ છે તું.'

સીતા શાંત પણ દૃઢ સ્વરે બોલી: "જવાબ નહિ આપો?"

મેં મ્લાન સ્વરે કહ્યું: 'સાંભળીને શો લાભ છે, સીતા?'

સીતા થોડીવાર શાંત રહી વિચારમાં પડી. પછી બોલી: 'ભલે જવા દો, જે કહેતી હતી એ જ પૂરું કરું. હું કહેતી હતી કે એ વખતે બે વરસમાં રોજેરોજ મેં તમારો અભ્યાસ કર્યો છે. તમે એવી બધી ખબર કંઈજ નથી રાખતા એ મને ખબર છે, પણ તમારી ખબર હું પૂરેપૂરી રાખતી. મને થતું કે પૃથ્વી પર જો દિદિ ન જન્મી હોત તો તમને જીવતા રાખે એવી સ્ત્રી વિધાતાએ બીજી જન્માવી નથી. એટલે અત્યારે મારા મનમાં એ વિસ્મય જાગ્યો છે કે ખરેખર જગતમાં કોઈની યે ખાતર કોઈનું કશું અટકી પડતું નથી. નવાઈ જેવું છે!'

ખરેખર, નવાઈ જેવું છે!

હું વિસ્મયપૂર્વક સીતાના મોં સામે જોઈ રહ્યો. જોયું તો જે છોકરીને હું ઓળખતો હતો તે આ નહિ એમ મને લાગ્યું. શી ખબર ક્યારે કઇ ઘડીએ બાલિકાએ વિદાય લઈ સંપૂર્ણ નારીને પોતાનું આસન સમર્પી દીધું હતું!

મેં કહ્યું: 'સીતા, આ જગતમાં આશ્ચર્ય જેવો કોઇ શબ્દ નથી. બધુંયે અહીં સંભવિત છે. નહિ તો એક દિવસ, જેને વિષે હું

જ એવું સમજતો હતો કે એના વગર એક દિવસ પણ હું ચાલી શકવાનો નથી, એને છોડીને અત્યારે કેવી સ્વાભાવિક રીતે ચાલી શકું છું—હું જ અત્યારે એનો વિચાર કરું છું ને મનમાં મનમાં હસું છું.'

ક્રુદ્ધ નાગણની જેમ ડોક ઊંચી કરી સીતા બોલી: 'હસો છો?'

હું મ્લાન હસીને બોલ્યો: 'માણસનું અજ્ઞાન કેટલું મોટું છે સીતા, એનો વિચાર કરતાં મને હસવું આવે છે. જે પોતાને ઓળખતો નથી, તે પાછો બીજાનો ઇનસાફ કરવા જાય છે!'

એટલામાં નિતાઈ હાંફતો હાંફતો ત્યાં આવી બોલ્યો: 'દિદિમણિ, જલદી આવો. બાબા ઠાકુરને પેટમાં દાહ ઊપડયો છે. મિજાજ ભડભડ બળે છે. જલદી કંઈ બંદોબસ્ત કરો, ચાલો.'

સીતા હસતે મોઢે ઊઠી ઊભી થઈ.

જતા પહેલાં બોલી: 'ચાલોને, તમેયે જરા ગળ્યું મોં કરજો, શ્રીકાન્તબાબુ.'

મેં ના પાડી કહ્યું: 'મારી ચિંતા કરવાની કંઈ જરૂર નથી, તું જા, પહેલાં બ્રહ્માગ્નિ શીતલ કર. નહિ તો લાકડાનું બનાવેલું જહાજ છે, ને એને જો આગ લાગી જશે, તો એક પણ જીવ નહિ બચે.'

સીતાનું મોં પળવારને માટે ગંભીર થઈ ગયું. કદાચ તે કંઈ બોલવા જતી હશે, પરંતુ બોલવાનું માંડી વાળી, તેણે નિતાઈને સાથે આવવાનો ઈશારો કર્યો, અને ઝડપથી કેબિન તરફ ચાલી ગઈ.

મેં જોયું તો જટાધારી બાબાજી ગાલીચાનું આસન છોડી અદૃશ્ય થઈ ગયા હતા.

૩

પાણી, પાણી અને પાણી!

ચારે તરફ જેટલે દૂર દૃષ્ટિ પહોંચે છે તેટલે સુધી માત્ર અસીમ અનંત નીલ જળ ક્ષિતિજમાં વિલીન થઈ જતું દેખાય છે.

સુદ તેરસની રાત હતી. ચંદ્રદેવ અસીમ નીલાકાશને બરફના જેવી શુભ્ર જ્યોત્સ્નામાં તરબોળ કરી, નિઃસીમ નીલ જળરાશિ ઉપર ઊછળી પડતા હતા. જ્યોત્સ્નાના અને ઊછાળા લેતા સાગરનું મૃદુ ગર્જન મળીને ચારે દિશાએ, રાત્રિ જે માયાપુરીની માયા રચે છે, તેને પકડી રાખી શકાય એવી કોઇ ભાષા નથી.

હું તન્મય બની ગયો હતો. મારું મન મુગ્ધ બની શ્રદ્ધાપૂર્વક શ્રીભગવાનના મહિમાનો અનુભવ કરવાનો પ્રયાસ કરી રહ્યું હતું. એવામાં નિતાઈ બૂમો પાડતો સંભળાયો.

'દાદાબાબુ?'

હું વાસ્તવ જગતમાં પાછો ફર્યો.

મેં કહ્યું: 'શું કામ છે, નિતાઈ?'

નિતાઈ વિનયપૂર્વક બોલ્યો: 'દિદિમણિએ હુકમ કર્યો છે, દાદાબાબુ, કે તમારે જો જટાધારી બાબાની સાથે વાતચીત કરવી હોય તો અત્યારે એનો યોગ્ય વખત છે. તેઓ અત્યારે કૅબિનમાં છે ને એકલા છે, દાદાબાબુ.'

'ચાલ.'

કહી હું ઊઠીને ઊભો થયો; અને નિતાઇની પાછળ પાછળ જટાધારી બાબાની રિઝર્ડ કરેલી પ્રથમ વર્ગની કૅબિનમાં જઇ ઊભો. જોયું તો શ્રીમતી સીતા ત્યાં બેઠેલી હતી.

જેટલા બની શકે તેટલા નીચા નમી મેં બાબાજીને પ્રણામ કર્યા.

બાબાજી બોલ્યા: 'ઘણું થયું, ઘણું થયું, બેસો શ્રીકાન્તબાબુ.'

મેં અતિ વિસ્મય પામી સંન્યાસીની સામે જોયું. પછી સીતાની સામે નજર કરી તો તે હસતી હતી.

સીતા બોલી: 'આ શું, ઊભા કેમ રહ્યા? બેસો.'

મેં ગાલીચાના એક ખૂણે બેસી ફરી સંન્યાસીના મુખ સામે નજર કરી. મને થયું, જરૂર આ ચહેરો અગાઉ ક્યાંક જોયો છે. પરંતુ ક્યાં જોયો છે, કશુંયે યાદ કરી શકયો નહિ.

સંન્યાસી સ્નિગ્ધ કંઠે બોલ્યા: 'સાધુ સંન્યાસી માણસને કોઈ વખત ક્યાંક જોયા હોય તો તેની અમથી ચિંતા કરી દુઃખી થવાની કંઇ જરૂર નથી, શ્રીકાન્તબાબુ. મને મારી સીતામાને મોઢે તમારો પરિચય મળ્યો છે. તમારા જેવા એક પંડિત અને જ્ઞાની માણસની સાથે વાતચીત કરવાની તક મળવાથી મને બહુ આનંદ થયો છે.'

મારા વિસ્મયની હવે હદ રહી નહિ.

સંન્યાસી શું અંતર્યામી તો નથી? નહિ તો મારા મનની વાતની તેને કેવી રીતે ખબર પડી?

મેં કહ્યું: 'હું તો એક તદ્દન સાધારણ માણસ છું. સીતાએ આપને ખોટી વાત કરી છે.'

સંન્યાસીના મોં પર એક મિષ્ટ મધુર હાસ્યની રેખા ફૂટી

નીકળી. તેઓ બોલ્યાઃ 'ના બાબા, ખોટી વાત મને નથી મળી. પણ હશે–જવા દો. હવે કહો શ્રીકાન્તબાબુ, મારી તમારે કઈ રીતે પરીક્ષા કરી જોવી છે?'

બોલતાં બોલતાં સંન્યાસી મૃદુ અવાજે હસી પડયા.

હું શરમાઈ ગયો.

મેં કહ્યુંઃ 'આપની પરીક્ષા કરવાના મનોભાવથી હું અહીંયાં આવ્યો નથી. અવશ્ય આપનો પરિચય કરવાનો મને અદમ્ય લોભ થયો હતો એની ના નહિ.'

સંન્યાસી મૃદુ હાસ્ય કરી મારા મોં સામે પળવાર જોઈ રહ્યા, પછી બોલ્યાઃ 'ભલે, તો હું જ તમને એક બે વાત કહું.'

હું નવાઇ પામી જોઈ રહ્યો.

સંન્યાસી બોલવા લાગ્યાઃ 'શ્રીકાન્તબાબુ, તમે એવો સંકલ્પ કરીને બ્રહ્મદેશ જાઓ છો ને કે તમારા બાકીના આયુષ્યકાળ દરમ્યાન તમે ફરી કદી પણ ભારતમાં પાછા આવવાના નથી! કેમ, ખરું છે ને આ?'

મેં શ્રદ્ધાપૂર્વક જવાબ દીધોઃ 'ખરું છે. ખરેખર, આપ અંતર્યામી છો.'

'ના, શ્રીકાન્તબાબુ, ના. અંતર્યામી થવાની હિંમત મારામાં નથી.'

આમ કહી સંન્યાસી થોડીક વાર મારા મોં સામે તાકીને જોઈ રહ્યા, પછી એકદમ મારો જમણો હાથ ખેંચી લઈ મારી હસ્ત-રેખાની પરીક્ષા કરવા લાગ્યા.

મેં જોયું તો તેમનું હસતું મોં ઘડીકમાં ગંભીર થઈ ગયું.

તેમણે મોં ઊંચું કરી એક ખૂણે બેઠેલી સીતાની તરફ જોઈ ધીમું હસીને કહ્યુંઃ 'મા, જરા ઊઠવું પડશે.'

સીતા સ્નિગ્ધ મુખે ઊઠીને ઊભી થઈ અને બિલકુલ અવાજ કર્યા વગર કૅબિનમાંથી બહાર જતી રહી.

પછી સંન્યાસીએ કહ્યુંઃ 'તમારી આશા પૂર્ણ નહિ થાય,

શ્રીકાન્તબાબુ, તમારે ફરી સંસારી થવું પડશે.'

મારા મુખ પર અવિશ્વાસનું હાસ્ય પથરાઈ ગયું. મને થયું કે સંન્યાસીએ આ વખતે ભૂલ કરી છે. તે મને ઓળખી શકયો નથી.

સંન્યાસીએ ફરી ગંભીર સ્વરે કહ્યું: 'હું તર્ક કરવા નથી ઇચ્છતો, કારણ કે હું તર્ક નથી કરતો. હું તો જે જોઉં છું તે કહું છું. વિશ્વાસ કરવો કે ન કરવો એ સંપૂર્ણપણે બીજાની જવાબદારી પર અવલંબે છે. હું ફરી કહું છું, શ્રીકાન્તબાબુ, વર્તમાન જીવન તમારી આગળ ભલેને ગમે તેટલું નિરાશામય જણાતું હોય, પણ તમારે ફરી સંસારી થવું પડવાનું છે. અને—'

આટલે સુધી બોલી એકદમ તેઓ ચૂપ થઈ ગયા.

મેં કહ્યું: 'અને શું કહો છો?'

સંન્યાસી મંદ મંદ હાસ્ય કરવા લાગ્યા.

તે બોલ્યા: 'ના, શ્રીકાન્તબાબુ, હું આગળ કંઈ નહિ બોલું. કારણ કે અદૃષ્ટ અદૃશ્ય વસ્તુ છે એટલે જ તો એનું એવું નામ પડયું છે. ટૂંકમાં, તમારા જેવા ભાગ્યશાળી પુરુષો આપણા બંગાળ દેશમાં ખૂબ જ ઓછા છે.'

હું હસી પડયો, બોલ્યો: 'સંન્યાસી ઠાકુર, આપ દીર્ઘદૃષ્ટા છો, આપ માણસનું મોં જોઈ તેના અંતરની ભાષા સમજી શકો છો એમાં સંશય નહિ, પરંતુ ભાષાથી પર પણ અનુભવ નામે એક પદાર્થ છે, અને તેનો હિસાબ કંઈ ચહેરો જોઈને થઈ શકતો નથી. એટલે હું કહું છું કે આપના હિસાબમાં પણ ભૂલ થવાનો સંભવ છે. કારણ કે......'

આ વખતે નિતાઈ કેબિનના ઉમરામાંથી બોલ્યો; 'આપનો ભોગ આવ્યો છે, બાબાઠાકુર.'

હું ઊઠીને ઊભો થયો અને વિનયપૂર્વક બોલ્યો: 'મારું વાકય પૂરું થયું નથી. જો રજા આપો તો કાલે કોઈ સમયે આવી પૂરું કરી જાઉં.'

જટાધારી બોલ્યાઃ 'જરૂર! જરૂર! એ માટે રજા માગવાની કંઈજ જરૂર નથી, શ્રીકાન્ત બાબુ!'

મેં કેબિનની બહાર આવી જોયું તો આગબોટના બે મુસલમાન ખાનસામા, સંન્યાસી ઠાકુરને માટે ભોજનની સામગ્રી લઈને ઊભા હતા. મારું મન એકદમ અણગમાથી ભરાઇ ગયું, અને તેમની સામે જોવું ન પડે તેમ રસ્તો બદલી ઝડપથી હું મારી બીજા વર્ગની કેબિનમાં પહોંચી ગયો.

સદ્ભાગ્યે મારી કેબિનમાં બીજો કોઈ મુસાફર હતો નહિ. એટલે રિઝર્વ્ડ કરાવ્યા વગર જ આખી કેબિનનો કબજો કરવા હું શક્તિમાન થયો હતો.

રાત્રે ભૂખ ન હોવાથી, કલકત્તાથી આણેલી થોડીક મીઠાઈ ખાઇ લઇ હું બર્થમાં સૂઇ ગયો. સંન્યાસી ઠાકુરની અલૌકિક શક્તિનો પરિચય મળતાં મારા મનમાં જે ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો તેનું કંઇ પણ ચિહ્ન હવે દેખાતું નહોતું. મારું સંસ્કારથી બંધાયેલું મન કોઇ રીતે આહારનો અનાચાર સહન કરી શકતું નહોતું. મારું આખું મન ઘૃણા અને અણગમાથી ભરાઇ ગયું હતું.

હું વિચાર કરવા લાગ્યો: 'જે માણસ અનેક સાધનાના પરિણામે આવી દૈવી શક્તિનો સ્વામી બની શક્યો છે, તે માણસ કેવી રીતે સાત્વિક આહાર છોડીને તામસિકતાનો આશ્રય લઇ શકતો હશે! મારે મન આ પ્રશ્ન એક ન ઉકેલી શકાય તેવી સમસ્યારૂપ બની ગયો. હું ફરી સંસારી થવાનો છું! આના જેવી હસવા જેવી ભવિષ્યવાણી બીજી કઇ હોઈ શકે! સંન્યાસી ઠાકુરને જો મને ઓળખ-

વાની, મને સમજવાની જરા જેટલીયે તક મળી હોત તો આ અસંભવિત કથન કરવાની તેઓ કદી જ હિંમત ન કરત.

હું હસી પડ્યો.

'વાહ રે! શું થયું છે તમને? એકલા એકલા હસો છો તે!''

આમ બોલતી સીતા મારી કૅબિનનું બારણું જરા ઉઘાડી મારી સામે જોતી ઊભી રહી.

હું ગભરાઈને બર્થમાંથી નીચે ઊતરી ઊભો ને બોલ્યો: 'તમારા જટાધારી સંન્યાસી બાબાજીને મુખે જે સાંભળ્યું છે તેથી હસવું આવ્યા વગર રહી શકતું નથી, સીતા. પણ તું અત્યારે ક્યાંથી? કંઇ કામ છે?'

સીતા ધીરે ધીરે બોલી: 'ચાલોને' જરા ડેક પર ફરીએ. આટલી વહેલી તે ઊંઘ આવતી હશે!'

'ચાલ!'

આમ કહી હું કૅબિન ચાવીથી બંધ કરી સીતાની સાથે ડેક પર આવી પહોંચ્યો. જોયું તો સાંજ સમે સ્ત્રી પુરુષોનો જે જમેલો થયો હતો તે ઘણા પ્રમાણમાં ઓછો થઇ ગયો હતો. માત્ર થોડાંક સ્ત્રી પુરુષો હજીયે ત્યાં બેસીને વાતોચીતો કરતાં હતાં.

રેલિંગની પાસે બે ડેક–ચેર ખેંચી લઇ મેં કહ્યું: 'આવ, અહીં બેસીએ.'

સીતા બેસીને સીમાહીન સમુદ્ર ભણી નજર કરી બોલી:

'આવી રાત્રિએ તે શું ઊંઘવાનું મન થતું હશે! મને તો થાય છે કે આખી રાત બસ જાગતી આમ બેસી રહું.'

મેં ધીમું હાસ્ય કરી કહ્યું;

'પહેલવહેલું એવું લાગે છે એની ના નહિ. પરંતુ મારી પેઠે જેમણે ઘણી વખત સમુદ્ર લંઘન કર્યું છે તેમને મોઢે આથી બરાબર ઊલટું જ સાંભળવા મળશે, સીતા.'

સીતા મંદમંદ હસી પડી બોલીઃ 'તમે સમુદ્રલંઘન કર્યું છે, શ્રીકાન્ત બાબુ ?'

'લંઘન કહો કે અતિક્રમ કહો, મૂળે તો બંને એક જ છે.' મેં કહ્યું.

સીતા પળવાર મૂંગી રહી બોલીઃ 'હવે કહો જટાધારી કાકાના કયા શબ્દો સાંભળી તમે એકલા એકલા આટલું હસતા હતા ?'

મેં સવાલ ઉડાવી દઈ કહ્યુંઃ 'ખાદ્યાખાદ્યની બલા એ માનતા હોય એમ નથી લાગતું.'

સીતા બોલીઃ 'નથી જ માનતા તો. એ વાત શું મેં તમને નથી કરી ?'

'કરી છે. પરંતુ સંન્યાસી માણુસ બબરચીનું રાંધેલું આગબોટનું ખાણું ખાય છે, એટલી હદ સુધી માની લેવાની મારી હિંમત નહોતી ચાલી, સીતા.' મેં ઘવાયેલા સ્વરે કહ્યું.

સીતા ખીલખીલ કરતી હસી પડી.

તે બોલીઃ 'તમે સનાતની છો, નહિ ?'

હું ગુસ્સે થઈ બોલ્યોઃ 'સનાતન ધર્મ મજાક મશ્કરીની વસ્તુ નથી, સીતા ! સનાતન ધર્મનો અર્થ ગ્રહણ કરવાની શક્તિ સૌમાં નથી હોતી એ હું કબુલ કરું છું; પરંતુ તેથી કરીને, જે પોતે ન સમજી શકે તેની મશ્કરી કરવાનો અધિકાર પણ કોઈને હોવો ન જોઈએ.'

સીતાનું મુખ મ્લાન થઈ-ગયું.

તે બોલીઃ 'તમે જરાકમાં જ કેવી રીતે ગુસ્સે થઈ જાઓ છો, એ જોઈને નવાઈ લાગે છે.'

મેં કહ્યુંઃ 'ભગવાંધારીઓ ઉપર અમારો સ્વતઃ ઊછળતો ભક્તિપ્રવાહ વહી રહ્યો છે; તે અધિકારની એ માણુસ અવમાનના

કરી રહ્યો છે. તેથી મારું મન આટલું ભાંગી પડ્યું છે, સીતા. તેઓ જો ભગવાંધારી કે જટાધારી ન હોત, પોતાને સંન્યાસી નામે ઓળખાવતા ન હોત, તો તેઓ ગમે તે કરે અને ગમે તે ખાય, તો પણ કશાથી યે મને કંઈ વાંધો ન હોત. આશા રાખું છું કે હવે મારું કર્તવ્ય તું સમજી હઈશ, સીતા.'

'સમજી છું, શ્રીકાન્ત બાબુ. પરંતુ તમે મૂળમાં જ એક ભૂલ કરી છે. જટાધારી કાકા સિદ્ધપુરુષ છે. તમે શું નથી સાંભળ્યું કે સિદ્ધ પુરુષો ખાદ્ય અખાદ્યનો વિચાર કરતા નથી? એવા પણ કેટલાક હોય છે જેઓ પોતાનો મળ સુદ્ધાં આહાર કરે છે એવી વાત પણ શું તમે કદીયે સાંભળી નથી કે કોઈ ચોપડીમાં કદી વાંચી પણ નથી?' સીતાએ પૂછ્યું.

ખરેખર હું નવાઈ પામી ગયો. થોડા વખત સુધી મારા મુખમાંથી બિલકુલ શબ્દો નીકળ્યા નહિ.

સીતાએ ફરી બોલવા માંડ્યુ: 'તેઓ સિદ્ધ પુરુષ છે. તેઓ જ્યારે જે ઇચ્છા થાય તે આહાર કરે છે. વળી કોઈ વાર અઠવાડિયા અઠવાડિયા લગી કંઈજ ખાતા નથી, એ પણ મેં મારી આંખે જોયું છે, શ્રીકાન્ત બાબુ!'

મેં કહ્યું: 'તેઓ શું પિશાચસિદ્ધ છે?'

સીતા બોલી: 'તેની મને ખબર નથી. તો પણ એમનામાં ઘણી અલૌકિક શક્તિઓ છે, એ વિષે મને લેશમાત્રે સંશય નથી.'

મેં આતુરતાપૂર્વક કહ્યું: 'એમની અનેક અલૌકિક શક્તિઓ માંથી એકાદબેની વાત તું મને નહિ કરી શકે, સીતા?'

સીતા બોલી: 'કેમ ન કહી શકું? પરંતુ એકપળ માટે મને માફ કરો.'

આમ કહી એકદમ ઉત્કંઠિત દૃષ્ટિએ મોં ફેરવી તે જોઈ રહી.

મેં જોયું તો શ્રીમાન નિતાઈ બાબાજીવન વેગથી આવી રહ્યા હતા. મને થયું કે નિતાઈ જે કહેતો હતો કે એકમાત્ર તેના જ મુરબ્બીપણા નીચે રાજાબાબુ પોતાની દીકરીને મૂકી નિશ્ચિંત થઈ શકે છે એ વાત તદ્દન ખોટી નહોતી. મને થયું, કે એ માણસ જેમ ગર્વ કરી જાણે છે, તેમ કર્તવ્યપાલન કરવામાં પણ તેવો જ જાગૃત છે.

નિતાઈ હાંફતો હાંફતો આવીને સીતાની સામે નીચું માથું કરી ઊભો રહ્યો: 'શો હુકમ છે, દિદિમણિ ?'

સીતા ધીમું હસીને બોલી: 'જટાધારી કાકા સૂઈ ગયા ?'

'સૂઈ ગયા, દિદિમણિ, કૅબિનમાં જાણે વાદળાં ગાજે છે.'

નિતાઈએ મુખ નીચું રાખીને જ જવાબ દીધો.

સીતા હસવું દાબીને બોલી: 'ગુરુજનના સંબંધમાં આવી રીતે ન બોલાય, નિતાઈ. તને ઘણીવાર ચેતવણી આપી છે—યાદ કેમ નથી રહેતું ?'

નિતાઈ પળવાર કુંઠિત નજરે મારી સામે જોઈ રહ્યો.

પછી બોલ્યો: 'મારું મોઢું તો જાણે બંધ કર્યું, પરંતુ કૅબિનની આગળ ઊભેલા બે ગોરાઓએ દરવાજો તોડી જટાધારી બાબાનું નાક દાબી દેવું, કે બહારથી જ એમના પર ગોળી ચલાવવી એ નક્કી ન કરી શકવાથી હલ્લો મચાવી મૂક્યો છે એ કેવી રીતે અટકાવવો તે કહોને, દિદિમણિ ?'

સીતાના મુખ પરનો ગંભીરતાનો બુરખો ટુકડે ટુકડા થઈ ગયો. તે ખીલખીલ કરતી હસી પડી; અને બીજી જ પળે ઉત્કંઠિત દૃષ્ટિએ નિતાઈની સામે જોઈ એ બોલી:

'તું શું કહે છે, નિતાઈ ?'

નિતાઈએ નિરૂપાય નજરે મારી સામે જોયું, અને કહ્યું: 'દાદાબાબુ, સાચું કહું છું. એ નાકનો ઘુરઘુરાટ રક્તમાંસનો માણસ

કેવી રીતે સહન કરી શકે, કહો જોઉં ? તમે જરા આવશો, દાદા-બાબુ ? નહિ તો શી ખબર બેટાઓ કેવું તોફાન મચાવી મૂકશે.'

મેં કહ્યું: 'સંન્યાસી ઠાકુરના નાકનો ઘુરઘુરાટ શું આ જહાજના એંજિનના અવાજ કરતાં યે વધારે થાય છે, નિતાઈ? તું તે કેવી અક્કલ વગરની વાત કરે છે, બાબા ?'

નિતાઈએ એવું મોં કર્યું, કે એ પરથી એવો ભાવ પ્રગટ થયો કે આ બધા બુદ્ધિહીન, અર્વાચીન જીવોને સમજાવવાનું સામર્થ્ય એનામાં નથી.

તે બોલ્યો: 'તમે વીજળી પડવાનું તો સાંભળ્યું છે ને દાદા-બાબુ ? વીજળી પડવાની પહેલાં કે પછી તેની મને ખબર નથી, પણ આકાશમાં તે વખતે જેવો કડકડ અવાજ થાય છે, તેવોજ અવાજ બાબાઠાકુરના નાકમાંથી નીકળ્યા કરે છે.'

આમ કહી તે સીતા સામે જોઈ બોલ્યો: 'ગમે તે કંઈ બંદોબસ્ત કરો, દિદિમણિ, નહિ તો આ ગમારોને હાથે બાબાઠાકુરને સ્વર્ગલાભ થયા વગર રહેવાનો નથી.'

આમ કહી નિતાઈ જેવો ઝડપથી આવ્યો હતો, તેવા જ વેગથી વાલીપણાની બળતરામાં જતો રહ્યો.

સીતા ફીકું મોં કરી બોલી: 'જરા જોઈ આવશો, શ્રીકાન્ત બાબુ ?'

'તું અહીં બેસજે, હું જોઈ આવું છું.'

આમ કહી હું નિતાઈ ગયો તે રસ્તે ચાલી નીકળ્યો.

# ૪

વીજળી પડવાના પહેલાં અવાજ થાય છે તેવો જ! નિતાઈ જરાપણ અતિશયોક્તિ કરી બોલ્યો નહોતો.

જોયું તો ગોરા નહિ, પણ બે દેશી સાહેબ અને એક મેમસાહેબ ભારે આતુરતાપૂર્વક કેબિનનાં બારણાં ભણી જોતાં ઊભાં હતાં. તેમનો ચિંતાતુર અને ઉદ્વેગભર્યો મુખભાવ જોઈ હસતું દાબી રાખવું મારે માટે અશક્ય થઈ પડ્યું.

મેં હસવું દાબવાનો વૃથા પ્રયાસ કરી કહ્યું: 'થયું છે શું? આપ સૌ અહીં શું કરો છો?'

ધાર્યા કરતાં ઊંમરમાં મોટા સાહેબ વિસ્મયપૂર્વક આંખો ફાડી બોલ્યા: 'શું કરીએ છીએ? નક્કી જહાજના એંજિનમાં કંઈ ગરબડ થઈ છે. આ સાંભળો, કેવો ભયંકર અવાજ થાય છે. અમે જહાજના કેપ્ટનને ખબર આપ્યા છે. વારુ, બાબુ, આ કેબિનમાં શું કોઈ મુસાફર છે?'

મેં હસીને કહ્યું: 'છે. પરંતુ તમે નકામા બીઓ છો. જહા-

જતું એંજિન આ કેબિનમાં નથી, એટલે એ બગડવાની બીક પણ ખોટી છે.'

બીજો ભદ્રપુરુષ બોલ્યો: 'કેબિનમાં એંજિન નથી હોતું, એની અમને ખબર છે, બાબુ, પણ કેબિનની નીચે આ જ ભાગમાં એ છે એ વાત ચોક્કસ.'

ઓચિંતો નાસિકાધ્વનિ બંધ થઈ ગયો. બાબાઠાકુરનો નિદ્રાભંગ થયો હશે.

જે સાહેબે પહેલાં વાત કરી હતી તેઓ એક નિરાંતનો નિઃશ્વાસ નાખી બોલ્યા: 'જવા દો, એમણે એંજિન બરાબર કરી નાખ્યું છે. પરંતુ અમે તો એવા બીતા હતા, બાબુ! આવી મધરાતે ન કરે નારાયણ, ને જો એવી કંઈ વિપત પડી હોત, તો કેટલા જીવોનો નાશ થાત—એ કહેવું મુશ્કેલ છે. પરંતુ જેઓ આ ઓરડામાં રહે છે તેમની ઊંઘને પણ ધન્યવાદ દેવાનું મન થાય છે. આટલા અવાજથી પણ જેમની ઊંઘ ઊડતી નથી, તેઓ કેવું ઊંઘી શકતા હશે એનો વિચાર કરતાં પણ આભા બની જવાય છે. તેમ છતાંયે તમારે તેમની ઊંઘ ઉડાડી તેમને જરા સાવધાન કરી દેવાની જરૂર છે.'

હું મંદ હાસ્ય કરીને બોલ્યો: 'એમની ઊંઘ ઊડી ગઈ છે.'

'ઊડી હોય તો સારું.'

આમ કહી ભદ્રપુરુષ પોતાના સાથીદારો સાથે ચાલ્યા જવાની તૈયારી કરતા હતા, એટલામાં મેં મનમાં વિચાર કરી લઈ કહ્યું:

'એક પળ જરા થોભો. તમે જરા ભ્રમમાં પડ્યા છો; મારું કર્તવ્ય છે કે એ ભ્રમ ભાંગવો.'

'કેવી રીતે?'

આમ કહી સૌ મારા મોં સામે વિસ્મિત નજરે જોઈ રહ્યા.

મેં કહ્યું: આપ સૌ જે અવાજ સાંભળતા હતા તે એંજિનનો અવાજ નહોતો. એ અવાજ—"

ઊંમરમાં નાના સાહેબ બોલ્યા: 'અલબત, એંજિન બગડવાનો જ એ અવાજ હતો. ખબર છે હું એક ડિપ્લોમાવાળો એંજિનિયર છું? મારી આગળ—'

ડિપ્લોમાને વધારે પદભ્રષ્ટ થવા દીધા વગર હું બોલ્યો: 'અવાજ તો નાકનો થતો હતો.'

'નાકનો અવાજ!' બે શ્વેતાંગ ભદ્રપુરુષો અને એક શ્વેતવર્ણી તરૂણી એકી સાથે બોલી ઊઠયાં.

મેં કહ્યું: 'હા, નાકનો અવાજ! અને એ કંઈ જે તે માણસનું નાક નથી; જે સંન્યાસી ઠાકુરની પાસેથી આજે તમે તમારું ભવિષ્ય સાંભળ્યું હતું તેમનું જ એ નાક છે. એટલે ફરી ફરીને ઊંઘ - ભાંગી સુખશય્યામાંથી બીને દોડી આવવું ન પડે એટલા માટે આ સત્ય આપને જણાવી દઉં છું.'

કેટલીક વાર સુધી ત્રણ જોડ બિડાલ–ચક્ષુ મારી કૃષ્ણ ચક્ષુ ઉપર જડાઈ રહી. એટલામાં કદાચ મારું માન જાળવવા માટે જ હોય નહિ, એમ જટાધારી બાબાનાં નસકોરાં ફરી નવેસરથી મહા-ઉલ્લાસપૂર્વક કડકડ ધડધડ અવાજ કરી ગાજી ઊઠયાં. એ વખતે એ બંને ભદ્ર મહાશયના કંઠમાંથી, એ ગભીર રાતે જે અટ્ટહાસ્ય જાગી ઊઠી દશે દિશાએ વેરાઈ પડવા લાગ્યું, એની સાથે સરખાવી શકાય કે એની ઉપમા આપી શકાય એવું કંઈ જ હું જાણતો નથી.

હસતાં હસતાં તેઓ એકબીજા પર પડતાં અદૃશ્ય થઈ ગયાં.

પાછળ ફરતાં જ મેં જોયું તો નિતાઈચંદ્ર મારી સામે કૃતજ્ઞ દૃષ્ટિએ જોઈ રહ્યો હતો.

તે મારી પાછળ પાછળ આવતો બોલ્યો: 'સારું થયું કે તમે હતા, દાદાબાબુ. નહિ તો એવું તોફાન થાત કે એનો વિચાર કરતાંયે મને તો બીક લાગે છે. બાપ રે, આ તે કેવો માણસના નાકનો અવાજ!'

સીતાએ જિજ્ઞાસુ નજરે મારી સામે જોયું.

મેં કહ્યું: 'ધાંધલ શમી ગયું છે.'

'એ તો જાણ્યું. પણ શમ્યું કેવી રીતે, એ હું તો જાણવા માગું છું. જટાધારી કાકાના નાકનો અવાજ કેવો થાય છે એની મને ખબર છે; અમારી પાસેના ઘરમાં છેલ્લા છ મહિના થયાં કોઈ ભાડુઆત ટકી શકતો નથી.' સીતા ધીમેથી બોલી.

મેં બેસીને કહ્યું: 'ન ટકી શકે એ ખૂબ સ્વાભાવિક છે. એમને જરા ચેતવી દેવાનીયે જરૂર છે.'

સીતા હસતાં હસતાં બોલી: 'તેઓ કોઈ રીતે માનવા તૈયાર નથી કે તેમનું નામ બોલે છે. વળી ચેતવી દેવાની સાર્થકતા પણ શું?'

'એ ખરું.'

આમ કહી મેં ક્ષણ પહેલાં ભજવાયેલા એક-પ્રવેશી નાટકનો અભિનય વર્ણવી બતાવ્યો.

સીતા જોરથી હસી પડી.

હસવું થંભ્યા પછી એ બોલી: 'સારું છે કે તેઓ સંન્યાસી છે, અને પહેલે જ દિવસે સૌનું ભવિષ્યફળ કહી સૌને વશ કરી નાખ્યા છે. નહિ તો—'

એકાએક સીતા ચૂપ થઈ ગઈ.

'નહિ તો સૌ ભેગા થઈ જોર કરી એમને સમુદ્રમાં ફેંકી દેત.' મેં હસતાં હસતાં કહ્યું.

નિતાઈ નજીકમાં ઊભો હતો. તે પાસે આવી બોલ્યો: 'રાતના બાર વાગ્યા, દિદિમણિ. વધારે જાગશો તો માંદાં પડશો.'

સીતા કૃત્રિમ ગંભીર સ્વરે બોલી: 'ન પણ પડાય. જાઓ, તમે સૂઈ જાઓ બુદ્ધિમાન! મારે વાસ્તે જાગતા રહી મારી પર પહેરો ભરવાની જરૂર નથી.'

નિતાઈ મોં ચડાવી બોલ્યો: 'હું તો મારે માટે કહું છું ખરો ને!'

આમ કહી તે ડેકને બીજે છેડે જઈ રેલિંગ આગળ બેસી ગયો.

સીતા બોલી: 'નિતાઈના જેવો વિશ્વાસુ, નિતાઈના જેવો વફાદાર અમારો બીજો એક નોકર નથી. બાબા એના પર કેવો વિશ્વાસ રાખે છે એ તો તમે નજરે જ જુઓ છો.'

મેં કહ્યું: 'તમારા પિતાને શું માંદગી છે?'

'કહું તો ખરું કે અમને કશીયે ખબર નથી. બાબા છેલ્લાં બે વરસ થયાં બ્રહ્મદેશમાં છે. સાચું બોલવામાં શું વાંધો—અમે એથી બહુ ખુશ છીએ. કારણ કે કલકત્તામાં એમના એવા બધા ગોઠિયાઓની એ સોબત રાખતા કે એના કરતાં તે દૂર હોય એ વધારે સારું.'

આમ કહી સીતા થોડી વાર નીરવ રહી જરાક લજ્જાળુ સ્વરે ફરી બોલી: 'તમે તો બધું યે જાણો છો, શ્રીકાન્તબાબુ.'

મેં સીતાના મોં પર ધારીને જોયું તો શિક્ષિત તરુણીનું મુખ પિતાની ચરિત્રહીનતાની વાત કરતાં વેદનાની છાયાથી મ્લાન થઈ ગયું હતું.

આ અપ્રીતિકર પ્રસંગ દબાવી દેવા માટે મેં કહ્યું: 'તું બી. એ. માં છે, સીતા?'

સીતા બોલી: 'ના. ઈંટરની પરીક્ષામાં બેઠી હતી, પણ પાસ થઈ નહિ. એટલે ભણવાનું છોડી દીધું છે. હવે નથી ગમતું.'

આમ કહી પળવાર નીચું મોં કરી બેસી રહી સીતા ફરીથી બોલી: 'વારુ, શ્રીકાન્તબાબુ, બાબાએ જો ફરી લગ્ન કર્યાં હોત તો સારું ન થાત?'

મેં દૃઢ સ્વરે કહ્યું: 'ના, ન થાત.'

સીતા મારો મક્કમ ઈનકાર સાંભળી વિસ્મય પામી મારી સામે જોઈ બોલી: 'શાથી, કહો જોઉં?'

મેં કહ્યું: 'શાથી તે તું શું નથી જાણતી, સીતા? તેં શું બંગાળ દેશનાં ઘણાં ઘરોમાં આવાં બીજી વારનાં લગ્નનાં ખરાબ ફળ નજરે જોયાં નથી? કેટલાં બાળકો, કેટલાં પુત્રપુત્રીઓનાં જીવન, બાપે બીજી બૈરી આણવાના પરિણામે વિષમય બની ગયાં છે, એ શું તને કહી બતાવવું પડશે?'

સીતા ક્લિષ્ટ સ્વરે બોલી: 'ના, નહિ બતાવવું પડે. પરંતુ એમ કર્યું હોત તો બાબાના ચારિત્ર્યને તો આવું કલંક લાગત નહિને! તે લાભના કરતાં પણ શું અપરમાનું દુઃખ વધારે મોટું છે એમ?'

મેં કહ્યું: 'જેઓને ભોગવવું પડે છે એવાં હતભાગી પુત્રપુત્રીઓ સિવાય અપરમાનું દુઃખ બીજું કોઈ પૂરું સમજી શકવાનું નથી, સીતા, વળી જે પુરુષ ભૂલ કરી મોટી ઊંમરે બીજી સ્ત્રી કરે છે, તે પણ જે દુઃખ, જે કષ્ટ અને જે વેદના અનુભવે છે એ બધાની આગળ ચરિત્રહીનતાના કલંકનું દુઃખ કંઈજ હિસાબમાં નથી એવો મને દૃઢ વિશ્વાસ છે.'

સીતા વિસ્મયથી આંખો ફાડી બોલી: 'તમારું કહેવું હું બરાબર સમજી શકતી નથી, શ્રીકાન્ત બાબુ.'

મેં કહ્યું: 'અસમ મિલન કદી પણ સુખકર થતું નથી, થઈ શકતું નથી. કેમ થઇ શકતું નથી એ તારા જેવી શિક્ષિત સ્ત્રી આગળ કહી બતાવવાની હું જરૂર જોતો નથી. બંગાળનાં જે જે ઘરોમાં આવી અકીર્તિનો સંભવ થયો છે એ બધાં ઘરોમાંથી ગમે તે કોઈ એક ઘરના ખબર કાઢીશ તોયે તને ખબર પડી જશે કે તે સંસારમાં નરકની આગ શરૂ થઈ ગઈ છે. હું કહું છું કે તેના કરતાં તો તારા પિતાએ જે રસ્તો પસંદ કર્યો છે, એ સેંકડોઘણો વધારે સારો છે.

અને એક માત્ર આ જ કારણને લીધે તારા પિતા માટે મને માન છે.'

સીતાનું મુખ ઉજ્જ્વળ બની ગયું. તે પળવાર મૂંગી મૂંગી સમુદ્ર ભણી જોઈ રહી બોલીઃ 'તમારી દલીલ બરાબર છે, શ્રીકાન્તબાબુ.'

થોડીવાર મનમાં ઘડભાંગ કરી મેં કહ્યુંઃ

'મને બીક છે કે તારા પિતાએ જે પાપ દેશમાં નથી કર્યું તે જ પાપે તેઓ બર્મામાં ભરાઈ પડયા છે.'

સીતાનું મુખ પલકમાં મ્લાન થઈ ગયું.

તે ભયભીત દૃષ્ટિએ જોતી બોલીઃ 'એટલે કે બાબાએ ત્યાં લગ્ન કર્યાં છે એવું જ તમે કહેવા માગો છો ને?'

હું મૂંગો રહ્યો, મેં કંઈ જવાબ દીધો નહિ.

સીતા થોડીવાર જવાબની રાહ જોઈ બોલીઃ 'તો હવે એનો શો રસ્તો, શ્રીકાન્ત બાબુ? કહે છે કે ત્યાંની સ્ત્રીઓ પતિને ખોઈ બેસવાની બીકે તેમને ઝેર દઈ મારી નાખે છે. એ શું ખરી વાત છે?'

મેં કહ્યુંઃ 'ઘણી બાબતમાં ખરી છે, સીતા. પરંતુ જે વિષે આપણને ચોક્કસ કશી ખબર નથી, એની માત્ર સંદેહના જોર પર ચર્ચા કરવાથી કશો ફાયદો થાય એવું મને લાગતું નથી.'

સીતા બોલીઃ 'પરંતુ તેઓ ઝેર દઈને કેમ મારી નાખતી હશે, શ્રીકાન્તબાબુ?'

મેં મ્લાન હસીને કહ્યુંઃ 'કદાચ વિયોગની બીકે.'

સીતા મ્લાન હસીને બોલીઃ 'આ તે કેવી વાત કરો છો તમે? વિયોગની બીકે નાશ કરવો એ વળી કેવી બુદ્ધિ, શ્રીકાન્તબાબુ?'

મેં એક લાંબો શ્વાસ લઈ કહ્યુંઃ 'આ બાબતમાં હું તારી માફી માગું છું, સીતા! મને બહ્મી તરુણીઓની વિચારસૃષ્ટિનો મુદ્દલે પરિચય નથી વળી મને ઊંઘ પણ ખૂબ આવે છે. ચાલ, હવે ઊઠીએ. કાલે વળી ચર્ચા થશે.'

જ્યોત્સ્નામય સમુદ્રના પટ ઉપર મુક્ત દૃષ્ટિ ફેંકી સીતા બોલી: 'મને તો, પરંતુ, જરાયે ઊંઘ આવતી નથી. આવી સુંદર રાતે કેવી રીતે તમને બધાને ઊંઘ આવે છે એ જ મને તો સમજાતું નથી.'

હું ધીમેથી હસી, ઊઠી ઊભો થયો.

નિતાઈચંદ્ર ક્યારનોયે આવી તકની જ રાહ જોઈ રહ્યો હશે, આગળ થઈ જઈ તે બોલ્યો: 'બે વાગ્યા, દિદિમણિ, સૂઈ જાઓ. ચાલો.'

સીતા અનિચ્છાભર્યા અવાજે હસતે મોઢે બોલી: 'ચાલો, કુંભકર્ણ, ચાલો.'

સીતાએ કોને કુંભકર્ણ કહ્યો તે વિષે મને સદેહ હોવા છતાં પણ તેનો પ્રતિવાદ કર્યા વગર મેં સૂવા માટે પગ ઉપાડ્યો.

# ૫

આળસ અને થાકથી દેહ અને મન એવાં મૂઢ બની ગયાં હતાં કે પથારીમાં પડતાં જ હું ઊંઘી જઈશ એવું લાગતું હતું. પરંતુ જ્યારે સૂઈ ગયો ત્યારે ખબર પડી કે ઊંઘ આવતાં પહેલાં હજી કેટલોક સમય કાઢવો પડશે.

નિઃસંગ, એકલ અને નિરાધાર બની જ્યારે રસ્તા પર ચાલવા માંડ્યું હતું ત્યારે ધાર્યું હતું કે નસીબમાં બીજું જે થવાનું હોય તે થાય, પણ કોઈના ગુણદોષ વિષે કે ખારા ખોટા વિષે હવે માથું પકવવું નહિ પડે; સંપૂર્ણ અનાસક્ત ચિત્તે હું આ માયામય જગતના મિથ્યા આકર્ષણ વિકર્ષણના નાટ્યાભિનયની તરફ ઉપેક્ષાપૂર્વક દૃષ્ટિપાત કરીશ.

પરંતુ સાચેસાચ શું મારું મન એવું સંસ્કારમુક્ત થઈ ગયું છે? હું શું તમામ આસક્તિથી પર થઈ ગયો છું? હું શું નિર્મળ બની અનાસક્ત પ્રેક્ષકનો પાઠ ભજવવા જેટલો શક્તિશાળી થયો છું? કોને ખબર!

કેબિનની નાનકડી ગોળ બારી ભણી નજર કરી જોયું તો સમુદ્ર શાંત હતો. ઉજ્જવળ જ્યોત્સ્નાના પ્રવાહમાં એણે મોહ પમાડે તેવું અદ્ભુત રૂપ ધારણ કર્યું હતું. સ્નિગ્ધ પવનમાં આકાશપ્રકૃતિ, શાંત સ્વસ્થ ચિત્તે અચિન્ત્ય, અવ્યક્ત, અનાદિ, અનંત, વિરાટ પુરુષના ધ્યાનમાં મગ્ન હતી. નીરવ નિસ્તબ્ધ રાત્રિના હૃદયના ધબકારા જાણે સંભળાઈ રહ્યા હતા.

હું એકદમ પથારીમાં બેઠો થઈ ગયો. મારા મનમાં જોરપૂર્વક વિચારો આવવા લાગ્યા કે બાહ્ય પ્રકૃતિ એક અતૂટ સૂરે મને પોતાની પાસે બોલાવી રહી છે.

હું હવે રહી શક્યો નહિ. કૅબિનમાંથી બહાર નીકળી પડ્યો. ડેક પર આવીને જોઉં છું તો ત્યાં કોઈ માણસ ન મળે. હું ધીરે ધીરે રેલિંગની પાસે જઈને ઊભો રહ્યો. સમુદ્ર ભણી નજર કરતાં મારી બેઉ આંખો ઠરી ગઈ. મન મારું એ અનિવચનીય શાંતિસુધાથી પરિપૂર્ણ થઈ ગયું.

મારા મુખમાંથી શબ્દો નીકળી પડ્યા: 'ભગવાન! આજે મારા સમસ્ત મન અને પ્રાણપૂર્વક હું સમજ્યો કે તારી આ મહિમામયી સૃષ્ટિમાં માણસ કેવો એક ગણનાહીન, શક્તિહીન, તુચ્છ અને નિરાધાર પ્રાણી છે! આજે સમસ્ત સ્વત્વ વડે હું અનુભવ કરી રહ્યો છું કે તું સદા—જાગૃત છે એ બિલકુલ નિઃસંદેહ છે! ભગવાન! અજ્ઞાનવશ થઈ કોઈ કોઈ વાર તારા અસ્તિત્વનો મેં ઇનકાર કર્યો છે અને ધાર્યું છે કે આ બધી સ્વભાવની જ સૃષ્ટિ છે; તે વખતે મેં જે મહાપાપ આચર્યું છે તેમાંથી આજે મને મુક્ત કર, દયામય!

આનંદના અનુભવની માદકતાથી મારી બેય આંખો અશ્રુજળે ભરાઈ આવી. બેય હાથે આંખો લૂછી નાખી એક ડેકચેરમાં બેસવાની હું તૈયારી કરતો હતો, એટલામાં પૂંઠળથી પગલાંનો અવાજ સંભળાતાં હું ચમકી ગયો.

જોયું તો મુરબ્બી શ્રીમાન નિતાઈચંદ્ર પણ ઊંઘ વગરની આંખે આવી હાજર થયા હતા.

મેં બેસીને કહ્યું: 'ઊંઘ ન આવી, નિતાઈ?'

નિતાઈ મારા પગ પાસે બેસી પડી બોલ્યો: 'મન બહુ ખરાબ થઈ ગયું છે, દાદાબાબુ. ઊંઘ નથી આવતી.'

મેં નવાઈ પામી પૂછ્યું: 'એકાએક શાથી મન ખરાબ થઈ ગયું, નિતાઈ?'

નિતાઈ તરત કંઈ જવાબ દઈ શક્યો નહિ.

થોડીવાર ચૂપ રહી, વિચાર કરી, પછી તે બોલ્યો: 'એક વાત તમને કહ્યા વગર મને શાંતિ થવાની નથી, દાદાબાબુ! કહે છે કે અમારા રાજાબાબુએ ત્યાં લગન કર્યા છે.'

મને લેશમાત્ર પણ નવાઈ ન લાગી. કારણ કે એવું જ કંઈક મેં ધાર્યું પણ હતું.

મેં કહ્યું: 'તો શું ખોટું છે, નિતાઈ? ત્યાં આદરસત્કારની કંઈ ઊણપ નહિ રહે.'

નિતાઈ સમજ્યો હશે કે હું મજાક કરું છું. તેણે ઊંચું જોઈ મારા મોં પરના ભાવનું નિરીક્ષણ કરતાં કહ્યું: 'હું શું આદર સત્કારની ચિંતા કરું છું, દાદાબાબુ!'

નિતાઈ શાની ચિંતા કરે છે એ મારી આગળ છૂપું નહિ હોવા છતાંયે હું અજ્ઞાન દેખાડી બોલ્યો:

'તો તું શાની ચિંતા કરે છે, નિતાઈ?'

નિતાઈ મ્લાન સ્વરે બોલ્યો: 'એ ખરું હોય તો તો સત્યા-નાશની જ પાટી, દાદાબાબુ! કહે છે કે એ ડાકણીઓ પુરુષને જાદુથી મંત્રીને પકડી રાખે છે, કેમેય પોતાની નજર આગળથી એને

ખસવા દેતી નથી. જો કોઈ દેશમાં પાછો આવવાનું કરે છે, તો તેને ઝેર દઈ, કે છાતીમાં છરો હુલાવી મારી નાખે છે.'

નિર્વિકાર સ્વરે મેં કહ્યું: 'સાવ ખોટું તો નથી.'

નિતાઈ ભયભીત દૃષ્ટિએ પળવાર મારા મોં સામે જોઈ રહ્યો. પછી બોલ્યો: 'તો હવે શું થાય, દાદાબાબુ?'

'શાનું હવે શું થાય, નિતાઈ?'

'રાજાબાબુ, તો શું હવે, પાછા નહિ આવે?'

નિતાઈનો કંઠસ્વર અતિ સ્પષ્ટ રીતે થથરી ગયો.

મેં નિતાઈને દિલાસો આપવા કહ્યું: 'તને તો ભગવાન પર વિશ્વાસ છે ને નિતાઈ?'

નિતાઈ એકદમ ઉશ્કેરાઈ જઈ બોલી ઊઠ્યો: 'ભગવાન પર વિશ્વાસ ન હોય? તમે આ શું બોલો છો, દાદાબાબુ? આ પેલે દિવસ દેશમાંથી વહુએ ભગવાનના પરસાદનાં પતાસાં મોકલ્યાં હતાં તે પ્રેમથી દંડવત્ પ્રણામ કરી મેં ખાધાં હતાં એ ભૂલી ગયા?'

'તો અત્યારે તને આટલી બધી શાની બીક લાગે છે? ભગવાનની જ ઈચ્છા જો તારા રાજાબાબુને ત્યાં રહેવા દેવાની હોય તો તારી શું તાકાત છે કે એમને તું પાછા લઈ આવે? અને જો ભગવાનની જ એવી ઇચ્છા નહિ હોય તો પછી એમાં બીવા જેવું જ શું છે?'

નિતાઈ મારું કહેવું સમજ્યો કે ન સમજ્યો, તેની મને ખબર પડી નહિ. પરંતુ તે એકવાર ચારે તરફ સાવધ દૃષ્ટિપાત કરી લઈ ધીમા અવાજે બોલ્યો:

'જો રાજાબાબુ સાચેસાચ જ ત્યાં લગન કરીને રહેતા હોય, દાદાબાબુ, તો ત્યાં દિદિમણિને લઈ જવી એ શું ઠીક છે? હાસ્તો, જટાધારી બાબાની વાત હું નથી કરતો, એ એમને ફાવે તેમ કરે.'

'ખરું છે. પરંતુ તારી દિદિમણિનો જો વિચાર કરવો હતો તો જરા વહેલો કરવો જોઈતો હતો એમ તને નથી લાગતું, નિતાઈ? એટલે, મારું કહેવું એમ છે કે કલકત્તાથી નીકળતા પહેલાં જ આ બધી વાતનો તારે વિચાર કરી જોવો જોઈતો હતો—ખરું કે નહિ?'

નિતાઈચંદ્ર લેશમાત્ર ભોંઠો પડ્યા વગર બોલ્યો: 'વિચાર કર્યો જ હતો, દાદાબાબુ!'

'તો આવું કેમ થયું, નિતાઈ?'

'નિતાઈનું મોં ઊતરી ગયું.'

તે બોલ્યો: 'પણ મારું વિચારવું શું કામનું, દાદાબાબુ?

છેવટે તો હું એક ખાનસામો જ ને! દિદિમણિ કહે, તારે આમાં ડહાપણ કરવાનું નથી, નિતાઈ. બાબાએ બોલાવી છે એટલે હું તો જવાની જ.'

મેં એક નિરાંતનો નિઃશ્વાસ નાખી કહ્યું: 'તો તો મુસીબત ઊકલી ગઈ છે, નિતાઈ. હવે શું કરવા ફરી ડહાપણ કરવા આવ્યો છે? તારી દિદિમણિ તો સાંભળશે તો...'

નિતાઈ બિલકુલે બીન્યા વગર બોલ્યો: 'નસીબ દોષે ભલે હું ખાનસામો રહ્યો, દાદાબાબુ! પરંતુ તમને જ પૂછું છું. દિદિમણિએ ભલેને બે પરીક્ષાઓ પાસ કરી નાખી, પરંતુ આવી બધી બાબતમાં એ સમજે કેટલું કહો જોઉં? અને જ્યારે મને જ રાજાબાબુએ સાથે આવવાનો હુકમ કર્યો છે ત્યારે તો...'

'ડાહ્યા છોકરાની પેઠે એક ખુરશી મને આણી આપી, જરા દૂર જઈ પહેરો ભરો, બુદ્ધિમાન!'

બોલતાં બોલતાં ઓચિંતાનું કુમારી સીતાનું પ્રાગટ્ય થયું.

નિતાઈચંદ્ર હાંફળો ફાંફળો ઊઠી ઊભો થઈ ગયો અને એક ખુરશી લાવી મારી પડખે મૂકી મૂંગો મૂંગો ઝડપથી ડેકના બીજે ખૂણે અદશ્ય થઈ ગયો.

મારા આશ્ચર્યનો પાર નહોતો, તો પણ હું મોઢે કશું બોલ્યો નહિ.

છેવટે મેં કહ્યું: 'તને પણ ઊંઘ ન આવી, સીતા ?'

સીતા ખૂબ આશ્ચર્ય પામી બોલી: 'વાહ ! ખરી મજા !' ઊંઘ આવવાની અને તેનો રીતસરનો હલ્લો થયાની ઘોષણા તો તમે જ બધા કરતા હતાને ? બાકી મેં તો એથી બરાબર ઊંધું જ કહ્યું હતું. એટલે આ બાબતમાં જો કોઈએ પણ બચાવ કરવાનો હોય તો એ મારે નહિ—બીજાએ છે.'

હું ધીમેથી હસ્યો.

મેં કહ્યું: 'ખરું છે. આવી સુંદર રાત્રિ જીવનમાં બહુ થોડી જોવા મળી છે. એ વેંત જેવડી કેબિનમાં કેમે રહેવાયું જ નહિ.'

સીતાએ હસતાં હસતાં કહ્યું :

'એકચિત્તે કરેલી કોઈ પણ પ્રાર્થના કદીપણ વ્યર્થ જતી નથી, આજે ફરી એ સિદ્ધ થયું.'

મને શંકા થઈ. મેં પૂછ્યું: 'તું શું એકચિત્તે એવી પ્રાર્થના કરતી હતી કે આપણને ઊંઘ ન આવે ?'

સીતાએ ધીમેથી હસીને મુખ નીચું ઢાળ્યું, અને બીજી જ પળે વિશાળ વિસ્તૃત જલધિ તરફ દૃષ્ટિ ફેંકી કહ્યું: 'આહા ! આજે મારી આંખો ધન્ય થઈ, શ્રીકાન્તબાબુ !'

હું થોડીવાર નીરવ બની જોઈ રહી બોલ્યો: 'સન્યાસી ઠાકુર જોરથી ઢોલ પીટતા હશે, નહિ ?'

સીતા બોલી; 'ના, તેઓ કેબિનમાં નથી.'

મેં નવાઈ પામી પૂછ્યું: 'કેબિનમાં નથી ! એટલે ? ડેક ઉપર પણ તેઓ નથી દેખાતા.'

સીતા નિશ્ચિંતભાવે બોલી: 'તેઓ ક્યાં હશે એ જાણવાનું મને જરાયે કુતૂહલ નથી.'

આમ કહી સીતા વિસ્ફારિત દૃષ્ટિએ સમુદ્ર ભણી જોઈ રહી.

પરંતુ મારા વિસ્મયની હવે હદ ન રહી.

થોડીવાર શાંત રહી મેં કહ્યું: 'એ ચિંતાનો વિષય છે, સીતા! સંન્યાસી ઠાકુર જો કેબિનમાં પણ ન હોય, અને તું કહે છે કે નથી, અને ડેકમાં પણ તેઓ દેખાતા નથી, એટલે બીજે ક્યાં તેઓ હોઈ શકે એ મારી કલ્પનામાંયે આવતું નથી.'

સીતાએ કંઈ જવાબ દીધો નહિ.

બન્ને હથેલીઓ પર મોં રાખી તે એકાગ્ર દૃષ્ટિએ સમુદ્ર ભણી જોઈ રહી.

મેં ચિંતાતુર બની બૂમ મારી: 'નિતાઈ?'

'આવ્યો, દાદાબાબુ!'

સદા–જાગ્રત અને હોશિયાર મુરબ્બી નિતાઈચંદ્ર ઝડપથી પાસે આવી ઊભા.

મેં કહ્યું: 'જટાધારી ઠાકુર કેબિનમાં નથી, અહીં પણ નથી, તો પછી એમના નાકના અવાજથી ગુસ્સે થઈને કોઈએ એમને દરિયામાં તો નથી નાખી દીધા ને, નિતાઈ?'

નિતાઈ કંઈ બોલે તે પહેલાં જ સીતા મીઠું હસી પડી.

નિતાઈ ચિંતારહિત સ્વરે બોલ્યો: 'જટાધારી બાબા તપસ્યા કરે છે.'

'તપસ્યા કરે છે? પણ ક્યાં?' મેં નવાઈ પામી પૂછ્યું.

નિતાઈ હાથ લાંબો કરી જહાજનો આગલો ભાગ દેખાડી બોલ્યો: 'ત્યાં ઢગલો દેડકાંનાં બચ્ચાં પડ્યાં છે, એની વચમાં બેસીને તેઓ તપસ્યા કરે છે.'

મારું મન નિશ્ચિંત થયું.

નિતાઈચંદ્ર શંકાનું સમાધાન કરી પોતાની જગાએ જતા રહ્યા.

સીતા મૃદુ હાસ્ય કરી બોલી: 'જટાધારી કાકાના જેવા એક વિરાટ પુરુષને કોઈ ગુપચુપ દરિયામાં નાખી દે એવો ઉદ્દ્ભટ ભય તમારા મનમાં કેવી રીતે ઘર કરી ગયો, શ્રીકાન્તબાબુ?'

મેં ધીમું હસીને કહ્યું: 'તેમના નાકમાંથી નીકળતો ભયાનક અવાજ સાંભળી માણસનો મિજાજ બગડી જાય અને એ બેપરવા બની કંઈનું કંઈ કરી નાખે એમાં મને જરાપણ વિચિત્ર નથી લાગતું, સીતા.'

સીતા માત્ર આટલું બોલી: 'છે તો એવું.'

હું આગળ કંઈ પણ બોલ્યા વગર મૂંગો બેસી રહ્યો.

થોડીવાર પછી સીતા બોલી: 'વારુ શ્રીકાન્તબાબુ, ઓચિંતાનું જો જહાજ અહીં ડૂબી જાય તો?.

મેં લાપરવાહ બની કહ્યું: 'ડૂબી યે જાય.'

'ડૂબી તો જાય—પણ ડૂબી જાય તો શું થાય?' સીતાએ શાંત સ્વરે પ્રશ્ન કર્યો,

મેં કહ્યું: 'થાય શું વળી! જેઓ તરાપો કે લાઈફબેલ્ટના સૌભાગ્યથી વંચિત રહી જશે, તેઓ થોડો સમય તરીને થાકી પડશે, અને પછી ધીરે ધીરે અતલના અનંત તળિયે પહોંચી જશે. અથવા તો એટલું બધું બને એ પહેલાં જ મગર કે શાર્ક કે એવા બીજા જળચરના પેટમાં એ પહોંચી જશે.'

પૂર્ણ ચંદ્રના પ્રકાશમાં હું સ્પષ્ટ જોઈ શક્યો કે મારું નિષ્ઠુર વર્ણન સાંભળી સીતા જોરથી ધ્રૂજી ગઈ હતી.

થોડીવાર પછી તે બોલી: 'કહે છે કે આ જહાજ પર લગભગ બે હજાર ડેક-મુસાફર છે. લાઈફબેલ્ટ અને તરાપાનું તમે જે કહ્યું તે તો માત્ર પહેલા અને બીજા વર્ગના નસીબદારોને

માટે જ નક્કી થયેલું છે. પરંતુ જેઓ સંખ્યામાં વધારે છે, જેમણે એકંદર સરવાળે એટલો બધો પૈસો આપ્યો છે કે એના જોરથી આવડી મોટી આગબોટ કંપની દિવસે દિવસે ફૂલતી જાય છે, તેમને જ બચાવવાનો કંઈ પણ બંદોબસ્ત આ જહાજ પર નથી! આ કેવી નસીબની વક્રતા છે! હું સાચું કહું છું, શ્રીકાન્તબાબુ, જો આ મુસાફરીમાં વહાણ ડૂબે તો હું કેમે કોઈ તરાપો કે લાઇફબેલ્ટની મદદથી બચવાનો પ્રયત્ન નહિ કરું. હું આ બે હજાર ગરીબ, નિરાધાર, મૂંગાં માનવીઓના ભેગી હાથ પગ પછાડીશ, પછી થાકીને અતલના તળિયે જઈ બેસીશ, કે પછી કોઈ શાર્ક કે મગર કે બીજા કોઈ નરમાંસાહારી જળચરના પેટમાં પહોંચી જઈશ—તો પણ કેમે આ અન્યાય કબૂલ નહિ કરું.'

હું નવાઈ પામી સીતાના મોં સામે જોઈ રહ્યો હતો. સીતાના મોં પર જે કરુણ ઉલ્લાસ ફૂટી નીકળ્યો હતો, તે જેવો અપૂર્વ હતો, તેવો જ સુંદર પણ હતો.

મેં કહ્યું: 'પરંતુ એથી કંઈ લાભ નહિ થાય, સીતા.'

'ભલે ન થાય—પણ શાન્તિથી મરી તો શકીશને! અમાનુષી અન્યાયી હુકમને હું તાબે થઈ નથી એટલું તો મગજમાં રહેશેને! એમાંથી મને સાન્ત્વન મળશે. એથી વધારેના બીજા કોઈ ફળની હું આશા રાખતી નથી.'

આમ કહી સીતા થોડીવાર મૂંગી રહી.

પછી એકાએક ટટાર થઈ બેસીને તે બોલી: 'પરંતુ આ તે કેવો અન્યાય, કેવો અત્યાચાર, કહો જોઉં? હિંદુસ્તાનની રેલવેઓ જુઓ જોઉં, ત્યાં પણ બરાબર આવી જ વ્યવસ્થા. જે લોકો કરોડો કરોડો રૂપિયા રેલવે કંપનીને આપે છે, તેમને માટે બેસવાની કંઈ સારી વ્યવસ્થા જ નહિ. અને જે થોડાક ગણ્યાગાંઠ્યા નસીબદારો, જેઓ તેમના પ્રમાણમાં નહિ જેવો ભાર વેઠે છે, તેમની ખાતર-

અરહાસ્તનો પાર નથી! જોજોને તમે, આ જ પાપે આ બધી કંપનીઓ ડૂબશે, ડૂબશે ને ડૂબશે!'

બોલતાં બોલતાં સીતા ઉશ્કેરાઈ જઈ શાંત થઈ.

મેં હસતાં હસતાં કહ્યું: 'તું બરાબર સામ્યવાદીઓના જેવું બોલે છે, સીતા.'

સીતા એકદમ મધુર સ્વરે હસી પડી.

તે બોલી: 'સામ્યવાદથી તમે એટલા ડરો છો કેમ?'

મેં નિર્મળ ભાવે કહ્યું: 'કોઈપણ વાદથી હું ડરતો નથી, હું તો માત્ર નિર્વિવાદે જીવવા ચાહું છું.'

સીતા હસી પડી.

તે બોલી: 'એ નહિ બને, શ્રીકાન્તબાબુ. માણસ—સામાજિક માણસ કદી પણ નિર્લિપ્તભાવે રહી શકતો નથી. તેને કાંતો આ, કાંતો પેલું માન્યા વગર છૂટકો જ નથી. નિર્વિવાદ શબ્દનો અર્થ ત્યાં કંઈ જ નથી.'

મેં કહ્યું: 'કદાચ નહિ હોય. પરંતુ એ 'ત્યાં' સિવાય પણ માણસે રહેવાની જગા નથી એમ નહિ. અને ત્યાં વાદાવાદીનું કંઈ જ સ્થાન નથી, સીતા.'

સીતા મીઠાશભર્યું હસી પડી.

તે બોલી: 'એ જગા માણસને માટે નથી, શ્રીકાન્તબાબુ! જેમને માટે છે—તેમને ભગવાને પુષ્કળ સંખ્યામાં ત્યાં મોકલી દીધાં છે.'

મેં પૂર્વના આકાશ ભણી નજર કરી જોયું તો ક્ષિતિજમાં ઉષઃકાળની ક્ષીણ સુવર્ણ-રેખા ફૂટી નીકળી હતી.

મેં સીતાની ભણી જોયું. હું સમજી ગયો કે તે મારા જવાબની રાહ જોઈ રહી છે. મેં કહ્યું: 'માણસ જ્યારે તમામ વાદની બહાર નીકળી જાય છે, ત્યારે વન જ એનું એકમાત્ર નિવાસસ્થાન

બની જાય છે, સીતા. વનના વારસ એટલે કે જીવજંતુઓ તે વખતે પછી માણુસની ઈર્ષ્યા કરતાં નથી, માણુસના પ્રવેશને તેઓ અનધિકાર સમજતાં નથી. માનવજંતુ અને વન્યજંતુ હળીમળીને પછી રહે છે. તેં શું પ્રાચીન સમયના ઋષિમુનિઓના તપોવનવાસની વાત, અને વૃદ્ધાવસ્થામાં સંસારી મનુષ્યોના વનગમનની વાત વાંચી નથી ?'

સીતા ધીમું હસીને બોલી: 'વાંચી છે. પરંતુ તમારી બાબતમાં એ બધાઓનો દાખલો આપવો એ બિલકુલ અનધિકાર ચર્ચા છે— એ વાત સમજવા માટે જ અત્યાર સુધી હું પ્રયાસ કરતી હતી. પરંતુ હવે બહુ થયું. પૂર્વમાં જુઓ, સવિતાનારાયણુના પુનરાગમનને હવે બહુ વાર નથી. આખી રાત બેસાડી રાખ્યા પછી હજી પણુ તમને ખેંચી રાખી અત્યાચારની માત્રા બહુ વધારવાની ઇચ્છા નથી.'

આમ કહી સીતા હસતી હસતી ખુરશીનો ત્યાગ કરી ઊઠી ઊભી થઈ ગઈ.

હું પણુ સાથે સાથે ઊભો થયો. મેં કહ્યું: 'તેં મને ખેંચી રાખ્યો છે એવું તેં શાથી ધારી લીધું ?'

ચાલતાં ચાલતાં સીતા ખડખડ હસી પડી. હસવું બંધ થતાં તે બોલી: 'ધારી લેવાનું શું વળી ! સત્યને શું કંઈ અલંકાર પહેરાવી જોવું પડે છે ? ખરી મજા તો !'

મજા જ તો ! આખી રાત જાગરણુ કર્યા પછી જ્યારે કૅબિનમાં જઈ પથારીમાં પડ્યો, ત્યારે બીજો કંઈ પણુ વિચાર આવે તે પહેલાં જ હું ઊંઘી ગયો.

# ૬

ઊંઘ ઊડી નિતાઈચંદ્રની બૂમોથી. જાગીને જોઉં છું તો તે એક પ્યાલો ગરમ ચા લઈ મને બોલાવી રહ્યો હતો.

કેબિનની નાનકડી ગોળ બારીમાંથી સૂર્યનો પ્રકાશ અંદર આવતો હતો. ખૂબ દિવસ ચડતા લગી ઊંઘ્યો છું સમજી હું પથારીમાં ઝડપથી ઊઠી બેઠો થઈ ગયો.

મેં કહ્યું: 'કેટલા વાગ્યા, નિતાઈ?'

નિતાઈએ જવાબ દીધો: 'અગિયાર. વાહવા! કેવી ઊંઘ છે તમારી, દાદાબાબુ. એક કલાકથી ગરમ ચા લઈ આવી બૂમાબૂમ કરું છું—ઊંઘ તમારી કશાથી યે ઊડતી નથી!'

મેં કહ્યું: 'તો તો હવે એ ગરમ રહી નથી, નિતાઈ. પરંતુ ચા હમણાં પાછી લઈ જા, હું સ્નાનાહ્નિક કર્યા પહેલાં કંઈ જ ખાતો નથી.'

આમ કહી હું જમીન ઉપર ઊતરી ઊભો રહ્યો.

નિતાઈ મોં ચડાવી બોલ્યો: 'દિદિમણિએ એવો હુકમ કર્યો

છે કે પહેલાં જરા ગરમ ચા પી લઈ તમારે જે કરવું હોય તે કરજો. જટાધારી બાબાએ પણ એવું જ કહ્યું છે.'

મેં કહ્યું: 'એમનો સૌનો હું ઉપકાર માનું છું. પરંતુ તું અત્યારે જા. હું સ્નાન પતાવી લઉં.'

નિતાઈ બહાર નીકળી ગયો.

એકાએક મારા મનમાં ભૂતકાળની સ્મૃતિ જાગૃત થતાં, મારો તમામ ઉત્સાહ પલકમાં અલોપ થઇ ગયો. અગિયાર વાગી ગયા! તો એમાં નુકસાને શું છે! મારું મોં જોવા કોણ વાટ જોતું બેસી રહ્યું છે જે?'

હું આખો દિવસ ઊંઘમાં જ કાઢું તો યે શું ખાટું મોળું થઈ જવાનું છે? કશું યે નહિ. માત્ર ત્રણ વરસ પહેલાં, દરેક કામકાજમાં નક્કી કરેલા સમય કરતાં પાંચ મિનિટ પણ વધારે થવા પામતી તો એક જણ કુરુક્ષેત્ર મચાવી મૂકતું, ને રડી કકળી ધમાધમ કરી મૂકતું. પણ આજે તો એ બધાની સર્વ પૂર્ણાહૂતિ થઈ ગઈ છે. તો પછી હવે બીવાનું શાનું?

થોડા વખત પહેલાં આખી રાત અનિદ્રાને બહાને જાગતાં જ બેઠાં બેઠાં પસાર કરી છે, તે અત્યારે યાદ પણ નથી. આવું અસંભવિત પણ જો સંભવિત બની શક્યું છે, તો આજે આખો દિવસ ખાધા વગર ઊંઘમાં જ કાઢું તો યે એમાં શું ખોટું છે?

મારું મન આ તમામ બંધનોથી મુક્ત એવી ઉચ્છૃંખલ સ્વાધીનતાના મોહમાં લીન થઈ ગયું. હું એક કોચ ઉપર નિશ્ચિંત મને બેસી પડયો. મને થયું, આ અદ્ભુત સ્વાધીનતા મારા જીવન ભરના અનુભવની અંદર શું એક મહામૂલો સંગ્રહ નથી? મારે માટે કોઈ રાહ જોતું બેઠું નથી, અને કોઇને પણ મારે રાહ જોવાની

મને કંઈ પડી નથી! આવું આ જીવન—એને અસહ્ય સમજવું ઉચિત છે કે પછી સુસહ્ય સમજવું ઠીક છે? મારા આ કોયડાનું કોણ સમાધાન કરશે?

કેબિનના બારણે ધીમેથી હાથ ઠોકવાનો અવાજ થતાં મારો વિચારવિલાસ પૂરો થઈ ગયો. ફરી પાછો નિતાઈ વગર કારણની વ્યગ્રતા દેખાડવા આવ્યો છે સમજી, મારું મન ખાટું થઈ ગયું. પરંતુ તે પ્રગટ કરું તે પહેલાં જ શ્રીમતી સીતાનો કંઠસ્વર સંભળાયો.

'હું અંદર આવું, શ્રીકાન્તબાબુ?'

બીજી જ પળે બારણાં ઉઘડી ગયાં.

જોયું તો લાંબા, ભમરાના જેવા કાળા, ભીના કેશ પીઠ પાછળ પાથરીને, એક સાગરના જેવી નીલ સાડીમાં અપૂર્વ સૌન્દર્ય–મંડિત થઈને, શિલ્પીએ ઘડેલી આરસ પથ્થરની માનસપ્રતિમા સમી, શ્રીમતી સીતા પ્રસન્ન દીપ્ત ઉજાસથી તરબોળ મુખે, વિશાળ આંખો વડે વિસ્મયભરી દૃષ્ટિ નાખતી ઊભી હતી.

પલકમાં મનમાંથી તમામ ખટાશ નીતરી ગઈ. હું શરમીંદો બની હસીને ઊભો થઈ ગયો.

સીતા નવાઈ પામી બોલી: 'તમે તે કેવા ભયંકર ઊંઘણશી છો, શ્રીકાન્તબાબુ! હજી આંખ મોં પણ ધોવાં નથી? શું થયું છે તમને કહો તો? આવું થવાનું જાણતી હોત તો કદાપિ તમને—'

આમ કહી વાક્ય અધૂરું રાખી સીતા થોડીકવાર ઊભી રહી, પરંતુ મારી તરફથી કંઈ જ બચાવ ન નીકળ્યો એટલે ફરી બોલી:

'જાઓ, ઝટપટ સ્નાનાહ્નિક પતાવી લો. અહીં જટાધારી કાકાએ કંઈ નહિ તો યે પાંચસો વખત તમારી ખબર કાઢી હશે.'

હું કંઈ બોલવા ગયો, પરંતુ એક અક્ષરે બોલી શક્યો નહિ. લાંબાકાળથી ગુમાવેલા ભૂતકાળના ક્યા અનુભવે ફરી જીવન ધારણ કરી આંખોમાં જ્વાળા સળગાવી દીધી એની મને ખબર નથી. મેં ઝડપથી બાથરૂમમાં પ્રવેશ કર્યો.

સ્નાન પછી મારા દેહ અને મનનો તમામ થાક ઊતરી ગયો. પછી આહ્નિક અને પ્રાતઃકર્તવ્ય સમાપ્ત કરી જ્યારે ઊઠી ઊભો થયો, ત્યારે મારા દેહ ને મનમાં ક્યાંય પણ બિલકુલ થાકની ગંધ સરખી જોવા જડી નહિ.

મને બાથરૂમમાં પેસતો જોઈ સીતા કેબિનમાંથી બહાર નીકળી ગઈ હતી.

હું તીવ્ર ક્ષુધાનો અનુભવ થતાં જહાજના ડાઇનિંગ રૂમમાં જવું કે નહિ તેનો વિચાર કરતો હતો, એવામાં બહારથી નિતાઈએ કહ્યું: 'હું ક્યારનો ઊભો છું, દાદાબાબુ.'

સમજી ગયો કે મુરબ્બી મહાશય બારણાની ફાટમાંથી મારા પર ધ્યાન આપી રહ્યા હતા.

મેં હસીને કહ્યું: 'ઊભા છો તો હવે અંદર આવી બેસી શકો છો, નિતાઈ.'

નિતાઈ કેબિનનું બારણું ઊઘાડી બોલ્યો: 'શું કહો છો, દાદાબાબુ! હું શું બેસવા માટે ઊભો રહ્યો છું એમ! ચાલો, દિદિમણિ તમારી વાટ જોતાં બેસી રહ્યાં છે.'

મેં કહ્યું: 'ભલે, તમારી ચા હવે લઈ આવ.'

નિતાઈ ઉદાસ મુખે બોલ્યો: 'નાહકનું મોડું કરી, તમે દિદિમણિનો ગુસ્સો વધારો છો, દાદાબાબુ! ત્રણ વખત પાણી ગરમ કર્યું છે, ત્રણ વખત ઠંડું થઈ ગયું છે, ફરી જો ઠંડું થશે, તો...'

આમ બોલતાં બોલતાં તે એકાએક પાછળ નજર કરી, ઝડપથી કેબિનમાંથી બહાર નીકળી જઈ ઊભો રહ્યો.

નવાઈ પામી જોયું તો હસતે મોઢે શ્રીમતી સીતા ઊભેલી હતી.

સીતા શાંત સ્વરે બોલી: 'કેમ, ચાલો.'

હું સમજી ગયો કે હવે છૂટકો નથી.

નિતાઈચંદ્રે જે કહ્યું હતું કે નાહકનું મોડું કરી—સીતાના મોં સામું એકવાર નજર કરતાં જ હું એ વાત નિશ્ચિતપણે સમજી ગયો.

મેં કહ્યું: 'ચાલ.'

હું બીજા વર્ગનો મુસાફર છું. સીતા પહેલા વર્ગમાં લઈ જાય છે. પહેલા વર્ગની કેબિનો બીજા વર્ગની કેબિનો કરતાં સ્વાભાવિક રીતે જ મોટી અને પહોળી હતી. વધારામાં તે સારી રીતે સજાવેલી પણ હતી.

સીતાની પાછળ પાછળ તેની કેબિનમાં પ્રવેશ કરતાં જે નજરે જોયું, તે જોઈ હસ્યા વગર રહેવાયું નહિ.

સીતા બંને ભમરો સંકોચી બોલી: 'હસો છો શું? ચાલો, જમવા બેસો.'

મેં બેસીને કહ્યું: 'પરંતુ આટલું તો મારો બે દિવસનો ખોરાક છે. એટલે નાહકનું બગાડવાથી તમને ભલે કશું નુકશાન ન થતું હોય, પણ લાભે કશો થવાનો નથી.'

સીતા મોં બગાડી થોડુંક ખાવાનું જરા દૂર ખસેડી દઈ બોલી: 'જુઓ, મારાથી હવે વધારે ઢીલ ખમાય એમ નથી. કેટલા વાગ્યા છે તે જુઓ છો! હવે દયા કરી મારું ગઈ રાતના પાપનું પ્રાયશ્ચિત પૂરું કરો.'

જો કે એવું પૂછવાનું મન તો થયું કે મેં નથી ખાધું એટલે તારે ભૂખે મરવાની શી જરૂર હતી, અને ફરીફરીને 'તારે જ લીધે મેં કાલ આખી રાત ઊંઘ્યા વગર જાગરણ કર્યું છે' એમ ફરિયાદ કરવાનું યે શું કામ હતું?

પરંતુ એ ઇચ્છા થંભાવી દઈ મેં આહારમાં મન પરોવ્યું.

સીતા બોલ્યા ચાલ્યા વગર એક પછી એક ડિશ મારી આગળ સરકાવતી જ રહી. જીવનમાં હું માત્ર એક જ વિલાસનો દાસ થયો હતો, અને તે આ;—ભોજનવિલાસ. જીવનમાં ઘણું ગુમાવ્યું છે, ઘણાયનો ત્યાગ કરી શક્યો છું, પરંતુ આ વિલાસ તરફ જેવો અનુરાગ પહેલાં હતો, તેવો જ આજે પણ છે, તેમાં બિલકુલે વ્યક્તિક્રમ થયો નથી.

ભૂખ્યો રહું એ ભલે, પરંતુ ખોરાકના પદાર્થમાં જરા પણ અશુદ્ધિ મારાથી સહન થવાની નહિ. મારે ઘણી વાર એવો આક્ષેપ સહન કરવો પડ્યો છે કે હું આહારની બાબતમાં સનાતની છું. સ્પર્શાસ્પર્શ સંપ્રદાયનો જાણે કટ્ટર પંડો! આને લીધે મારે ઘરમાં ને બહાર પણ અનેક મશ્કરીઓ સહન કરવી પડી છે, તો પણ ટેવ છોડી શક્યો નથી.

પરંતુ એથી કરીને એમ માની લેવાનું નથી કે જહાજના બબરચીએ બનાવેલી ચાનો હું કદી સ્પર્શ જ ન કરું; એવું મરજાદી પણું મારામાં કદી પણ હતું નહિ, આજે છે પણ નહિ. પરંતુ જટાધારી બાબાજીને માટે જે ખોરાક લઈ જવાતો જોયો હતો, તે તો હું કોઈ પણ કાળે નહિ ગ્રહણ કરું—ઉપવાસ કરી મરી જાઉં તો ભલે.

મૂંગા મૂંગા જમવાનું પતાવી દઈ, મોં ઊંચું કરી મેં સીતાની સામે જોયું. તેના મુખ ઉપર તૃપ્તિની છાયા ચમકતી દેખાઈ. જગતની આખી નારી જાતિ, સામે બેસી સ્વજનને જમાડી તૃપ્તિ પામે છે,

પરંતુ એક અનાત્મીયને પણ જમાડી તૃપ્તિ પામતી હોય એવી તો મને લાગે છે કે એક માત્ર બંગાળ દેશની જ લક્ષ્મી—સ્વરૂપિણી બાલિકાઓ છે. નહિ તો, સીતાના મુખ પર, માત્ર સીતા જ શા માટે, મારા ભટકતા જીવનમાં અનેકવાર અનેક દયામયી બંગાળી માતાઓના મુખ પર આવી જ તૃપ્તિનો પ્રકાશ જોવાને હું ભાગ્યશાળી થાત નહિ.

મેં શાંત સ્વરે કહ્યું: 'હવે ઊઠું. પરંતુ ઊઠવાની શક્તિ પણ બાકી રાખી હોય એવું નથી લાગતું.'

સીતાના મોં પર મૃદુ હાસ્યની રેખા ફૂટી નીકળી.

તે બોલી: 'વારુ, ઊઠો. જરા જટાધારી કાકાને મળતા જજો. તેઓ કેટલીયે વાર—'

હું બહાર નીકળતો હતો, ચમકીને ઊભો રહી ગયો, બોલ્યો: 'ખબર કાઢી ગયા છે. પરંતુ હમણાં જ જો એમના ખપ્પરમાં જઈને પડીશ તો જે ખાધું છે તે હજમ કરવાનો અવસર પછી નહિ મળે. એટલે જરા ફરી આવીને એમની સાથે વાતો કરવા બેસીશ.'

સીતા હસીને બોલી: 'ડેક પર હશો ને! ભલે, થોડી વારમાં હું પણ આવું છું.'

મેં બહાર નીકળીને જોયું તો નિતાઈચંદ્ર હસતે મોઢે મારી સામે જોઈ રહ્યા હતા. મેં કહ્યું: 'તેં ખાધું, નિતાઈ?'

નિતાઈ ગાલભરી હસીને બોલ્યો: જટાધારી બાબા પેટ બંધ કરી બેઠા છે. માત્ર એક પાંઉરોટી અને અડધોક શેર માખણ ખાઈને સૂઈ ગયા છે. બાબા ઠાકુરને માટે આણેલું ખાવાનું બધું નકામું જશે સમજી મને પરસાદ કરી આપ્યું હતું.'

મેં નવાઈ પામી કહ્યું: 'પેટ બંધ કર્યું છે, અને છતાં અડધો શેર માખણ ખાધું છે, નિતાઈ? છેવટે નાડી બંધ ન થઇ જાય, જોજે.'

નિતાઈએ ફડફડ શું કહ્યું, હું કંઈ સમજી શક્યો નહિ. કદાચ નાડી બંધ થવાની પ્રાર્થના તેણે કરી હશે.

હું ડેક પર આવી પહોંચ્યો.

ઘડિયાળ તરફ જોયું તો એક ઉપર દશ મિનિટ થઇ હતી. ડોક ઉપર માત્ર ત્રણેક યુરોપિયન બાલકબાલિકાઓ બેસીને વાતો કરી રહ્યાં હતાં.

સમુદ્ર ભણી નજર કરી જોયું તો ગભીર નીલ જલરાશિ દિગંત સુધી વ્યાપીને સૂર્યના પ્રકાશમાં ઝગઝગ થતો હતો. જહાજ પૂર જોસથી ગતિ કરી રહ્યું હતું.

હું એક ડેક–ચેર પર બેસી પડ્યો.

એકલ જીવનમાં ચિંતા–વ્યાધિ જેવી ભયંકર જવાળા બીજી કોઈ નથી. માત્ર ચિંતા, ચિંતા ને ચિંતા! ભૂતકાળની સાથે કેટકેટલી સેંકડોવાર—વાર અતેડાં કર્યાં છે તેનો કોઈ શુમાર નથી. ભૂતકાળથી હું હવે બીવા લાગ્યો છું. વર્તમાન મારી આગળ ઉદ્દેશહીન ગતિમય છે. ભવિષ્ય વિષે માથું પકવવાની ઈચ્છા કોઈ કાળે મને હતી નહિ, આજે પણ નથી.

ભગવાને જેના નસીબમાં સંસાર સુખ લખ્યું નથી, તેણે

સંસારી બની શાંતિમય જીવન ગાળવાનો પ્રયાસ કરવો એ કેવો હાસ્યાસ્પદ છે, કેવો દુખદાયક છે તે ભગવાને મને અતિ સ્પષ્ટ રૂપે સમજાવી દીધું છે. હું મુક્તિ પામ્યો છું. હું મુક્ત છું! હું સ્વતંત્ર છું! મારું પૂંઠળનું આકર્ષણ લુપ્ત થઈ ગયું છે, સામેનું પ્રલોભન રૂપ ખોઈ બેઠું છે. હું ગતિમય હોવા છતાં ગતિશૂન્ય સ્થવિર બની ગયો છું. હું મારામાં જ પૂર્ણ છું, મારે બીજું કોઈ પ્રયોજન નથી, મારા જમા ખરચનાં ખાનાંનો સળવાળો મળી ગયો છે.

'ઓહ શ્રીકાન્તબાબુ!'

મારી પાછળથી ઓચિંતાનો ગંભીર સ્વર સંભળાતાં, મેં ચમકીને પાછળ ફરી જોયું તો લાંબી લટકતી જટાવાળા, ભગવાં વસ્ત્રવાળા, કદાવર વિશાળવપુ પુરુષ શ્રીમત્ જટાધારી બાબા મારી પાછળ ઊભા રહેલા હતા.

હું ગભરાઇને ઊભો થઇ ગયો, અને માથું નમાવી બે હાથ કપાળે અટકાડી નમસ્કાર કર્યા. પછી વિહ્વળ નજરે એક વખત ચારે તરફ નજર કરી, પરંતુ તેમનો દેહભાર વહન કરવાનું સામર્થ્ય ધરાવે એવું કોઈ જ આસન ન દેખાવાથી મેં માથું ખંજવાળી કહ્યું: 'ઓહ, ક્યાં આપને બેસાડું, કહો!'

જટાધારીના મુખ પર મૃદુ હાસ્ય ફૂટી નીકળ્યું.

તેઓ બોલ્યા: 'ગભરાઓ નહિ, શ્રીકાન્તબાબુ, શ્રીમાન નિતાઈ-ચંદ્રની ઉપર એ ભાર નાખીને આવ્યો છું. આ આવી પહોંચ્યા બાબુજીવન.'

એમ કહી ખાંધે ગાલીચો લઇને ઊભેલા નિતાઇ તરફ જોઈ તેમણે ફરીને કહ્યું: 'ત્યાં નહિ, અહીં લઈ આવ, ભાઈ!'

ગાલીચા ઉપર બેસીને શ્રીમત્ જટાધારી સ્વામી બોલ્યા: 'તમે બિનસંકોચે તમારી ડેક-ચેર પર બેસી શકશો, શ્રીકાન્તબાબુ.'

હું બેસવાની જ બાબતનો તે વખતે વિચાર કરી રહ્યો હતો. કારણકે ગાલીચો એવી રીતે વાળીને નિતાઇચંદ્ર પાથરી ગયો હતો કે બાબાજી બેઠા પછી બીજા માણસને માટે સ્થાન–સંકોચ થવો તો દૂર રહ્યો, પણ ગાલીચાનો કોઈ ખૂણો સરખોયે બહાર દેખાતો નહોતો. વધારામાં, એક સંન્યાસીની સામે ઉચ્ચાસને બેસવાનો વિચાર પણ મારું સંસ્કાર–બદ્ધ મન કરી શકતું નહોતું.

હું મૂંઝવણમાં પડી ગયો હતો.

'બેસો.'

એવા ગંભીર સ્વરે જટાધારીએ આ શબ્દો કહ્યા કે તે વિનતિ છે કે આજ્ઞા તે હું સમજું તે પહેલાં જ, હું ડેક–ચેર પર બેસી ગયો.

જટાધારી બાબા જરા હાસ્ય કરી બોલ્યા: 'સીતા મૈયાને સાદ દેતો આવ્યો છું, હમણાં જ આવશે—જરા ખમો. સીતા આવે કે ચર્ચા શરૂ કરીશું.'

હું મનમાં મનમાં બોલ્યો: 'તથાસ્તુ!'

૭

શ્રીમતી સીતા થોડાજ વખતમાં આવી હાજર થઈ ગઈ, અને કોઈ ના પાડે તે પહેલાં જ, તે સંન્યાસીની સામે ડેકના પાટિયા ઉપર બેસી ગઈ. હું ના કહેવા જતો હતો પણ રહી ગયો. મને થયું, ધનિકની કન્યાને કીમતી વસ્ત્રની જો દરકાર ન હોય, તો મારા ના કહેવાનું કોઇ તર્કયુક્ત કારણ હયાતી ધરાવતું નથી.

સંન્યાસી ઠાકુર મારી સામે ઘડીભર જોઇ, મંદ હાસ્ય કરતા બોલ્યા: ' એવી જ માયામય દુનિયા છે, શ્રીકાન્તબાબુ! માણસ તુચ્છ વસ્તુ પ્રત્યે હમેશાં એટલી બધી કાળજી રાખે છે, પરંતુ એ પોતે જ કેવો ક્ષણિક, ક્ષણભંગુર છે તેનો એ ભૂલથી પણ કદી વિચાર કરે છે ખરો ? '

બાબાઠાકુરનું ઉચ્ચ પ્રતિનું આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન સાંભળી મારું મન ખરાબ થઈ ગયું.

મેં કહ્યું: ' એક દિવસ મરવાનું છે ધારી માણસ જો દરેક બાબતને તુચ્છ સમજી અવગણના કરતો કહે, તો આ પૃથ્વી, અતિ

મોટા હતભાગીને માટે પણ વસવા જેવી નહિ રહે. માણસ અને પશુની વચ્ચેનો તમામ ભેદ ભુંસાઈ જશે, સમાજ વ્યવસ્થા ઊંધી વળી જશે અને માણસ ઉદાસીન બની જશે.'

જટાધારીના મુખપરનું હાસ્ય હજ્યે તેવું ને તેવું હતું. તેઓ બોલ્યા: " તો તેમાં તમને વાંધો શો છે, શ્રીકાન્તબાબુ ? તમે તો, કહે છે કે સંસાર ત્યાગ કરી નિરૂદ્દેશ યાત્રા શરૂ કરી દીધી છે. પછી પૃથ્વીનું શું થશે ને શું નહિ થાય એ વિષે માથું પકવવા માટે તમારી પાસે કઈ દલીલ છે એ કહેશો ?'

હું હમેશાં આ દલીલ વસ્તુથી દૂર ભાગતો રહેવાનું પસંદ કરું છું. પરંતુ હું તમામ અન્યાયો સહન કરી શકું છું, નથી કહી શકતો માત્ર ઇરાદા પૂર્વકનો દંભ.

મેં જોયું તો સીતા બેધ્યાન પણે સમુદ્ર ભણી જોઈ રહી હતી. તે અમારી ચર્ચા સાંભળે છે કે નહિ એ વિષે હું કંઈ ચોકકસ નિર્ણય કરી શક્યો નહિ.

મેં કહ્યું: 'સંસારી જીવન સારું કે સંન્યાસી જીવન સારું, એ વિષે ઘણી દલીલો, ને ઘણા વાદવિવાદો થઈ ગયા છે. એટલે એ વિષે ચર્ચા કરવાનું કાંઈ જ ફળ મને દેખાતું નથી. પરંતુ આપ જુઓ કે ન જુઓ, પણ અમે તો જોઈ શકીએ છીએ કે સંસારનાં માનવીઓ, સમાજનાં માનવીઓ આજે અન્નના કેવા ભયંકર અભાવથી દુ:ખી થઈ રહ્યાં છે. અસંખ્ય દરિદ્ર લોકોની અંદર, જો થોડાક મૂઠી-ભર ધનિકો ધનનો વગર કારણે અપવ્યય કરે, તો મને ખાતરી છે કે તેઓ અક્ષમ્ય અપરાધના અપરાધી બને છે.'

એકાએક સીતા મૃદુ અવાજ કરી હસી પડી, બોલી: 'તમે સામ્યવાદીઓની દલીલનો ઉપયોગ કરો છો, શ્રીકાન્તબાબુ.'

જટાધારી જોરથી હસીને બોલ્યા: 'તેં જ શ્રીકાન્તબાબુને ચીડવ્યા છે, મા.'

'મેં ?'

સીતાની ભમરો સંકોચાઈ ગઈ.

જટાધારી બોલ્યા: 'હા, મા, તેં. તેં આસન પાથર્યા વગર આ કીમતી સાડી ધૂળવાળી કરી એથી તેઓ એ ભયંકર અપવ્યય સહન ન કરી શકવાથી—ખીજાઈ ગયા છે.'

સીતાના આખા ચહેરા પર વિસ્મય ફુટી નીકળ્યો. તે મારા મુખ પર એનાં કમળનયનની વિશાળ નજર ચોંટાડી બોલી: 'અહીં તો ધૂળ નથી, શ્રીકાન્તબાબુ,'

મેં શરમીંદા બની કહ્યું: 'તારું દૃષ્ટન્ત જવા દઉં, તો પણ હું એવો દૃઢ અભિપ્રાય ધરાવું છું, સીતા, કે અપવ્યયને ઉત્તેજન આપવું એ કુબેરના જેવા ધનવાનને માટે પણ યોગ્ય નથી.'

જટાધારી બોલ્યા: 'આ વિશાળ અનંત સમુદ્રના હૈયામાંથી જો કોઈ એક લોટો પાણી વગર કારણે ભરી લે, તો શું તમારા અભિપ્રાય મુજબ, એ અપવ્યય અને અક્ષમ્ય અપરાધ કહેવાશે, શ્રીકાન્તબાબુ ?'

મેં દૃઢ સ્વરે કહ્યું: 'વગર કારણે કંઈ પણ નષ્ટ કરવું એનું નામ જ અપવ્યય એમાં તો શંકા નથી, ઠાકુર! વળી સમુદ્ર માત્ર વિશાળ નથી, મહાવિશાળ કહો તો પણ એનું પૂરું વર્ણન થતું નથી. પરંતુ એ સીમાહીન પણ નથી, અનંત પણ નથી. હું એ વાત જોર શોરથી કહી શકું તેમ છું કે એ કૃત્યથી અપરાધ ગમે તેનો થતો હોય, પણ આપના વિશાળ સમુદ્રમાંથી એક લોટો જળ પણ જરૂર ઓછું તો થાય જ છે એમાં શંકાને સ્થાન નથી. તેનું વિશાળત્વ, વગર કારણે અપવ્યય કરવાને લીધે, લોટાપૂર પણ ઓછું તો થાય જ છે.

સીતા ખડખડ હસી પડી.

જટાધારી બાબા બોલ્યા: 'જે નુકસાન અદૃશ્ય છે, તેને વિષે માથું પકવવામાં જોખમ છે, શ્રીકાન્તબાબુ !'

મેં ધીમેથી હસીને કહ્યું: 'અદૃશ્ય રજકણ પણ આંખને પીડે છે, ઠાકુર! કોઈ પણ નુકસાન તુચ્છ નથી. કોઈ પણ અપવ્યય સમર્થન કરવા યોગ્ય નથી.'

જટાધારી બાબાનું મુખ ગંભીર થઈ ગયું.

તેઓ બોલ્યા: 'આ પૃથ્વી, આ આકાશ, આ સમુદ્રનું કંઈ જ નષ્ટ થતું નથી, શ્રીકાન્તબાબુ! તમે કહેશો કે નષ્ટ ભલે ન થતું હોય, અપવ્યય થાય છે. હું કહું છું, અપવ્યય નથી થતો. આજે જે અપવ્યય આપણી નજરે દેખાયો, તે જ અપવ્યય ફરી આપણી નજરમાં ન પડે તેવી રીતે યથાસ્થાનની શૂન્યતાને પૂરણ કરી દેશે. અપવ્યય જેવો કોઈ પણ શબ્દ શ્રી ભગવાનના શબ્દકોશમાં નથી, શ્રીકાન્તબાબુ.'

સીતા હસતી હતી.

તે બોલી: 'તમારી આ દલીલ જો કલકત્તામાં સાંભળવા મળી હોત કાકાબાબુ, તો અમારા ઘરના મુનીમજીને દીલાસો દઈને આવી શકત.'

સીતા શું કહેવા માગે છે એ ન સમજી શકવાથી હું તેના મોં સામે જોઈ રહ્યો.

જટાધારી બોલ્યા: 'તું શું કહેવા માગે છે, મા ?'

સીતાના મોં પરની હાસ્યરેખા ઊડી ગઈ. તે બોલી: 'તે દિવસે મુનીમજીનું ખિસ્સુ કાતરી કોઈ બસો રૂપીયા ઉઠાવી ગયું હતું. તેઓ તો બાવરા બની છાતી કૂટવા લાગ્યા. તેમનું એ ભયંકર નુકસાન કે અપવ્યય જે કહો તે, ખરેખર તો કંઈ જ થયું નથી. કારણ કે તેઓ પોતે બસો રૂપિયા ખોઈ બેસી એટલા પ્રમાણમાં દરિદ્ર બન્યા એની ના નહિ, પરંતુ બીજો કોઈ એટલા જ પ્રમાણમાં ધનિક પણ થયો

ખરાને ? એટલે પછી નુકસાન ક્યાં થયું છે ? જો કે એમના પગારમાંથી થોડું થોડું કરી દર મહિને કાપી લઈ રાજ્યનું નુકસાન ભરપાઈ કરવામાં આવશે, તો પણ...'

બોલતાં બોલતાં સીતાના કંઠના કલકલ ધ્વનિથી હાસ્યનો પ્રવાહ સજીવ બની ગયો.

સંન્યાસી ઠાકુરની દલીલ પર સીતા હસતી હતી ! એની પ્રતિક્રિયા કઈ રીતે થશે એનો વિચાર કરતાં મેં જરા ચિંતાતુર બની, જટાધારી ઠાકુર ભણી જોયું.

જોયું તો તેઓ મંદ મંદ હાસ્ય કરતા હતા. તેઓ બોલ્યાઃ 'તારા વર્ણનમાં જરા ભૂલ થઈ ગઈ છે, મા.'

સીતા બોલીઃ 'બતાવો જોઉં ?'

જટાધારી બોલ્યાઃ 'તમારા મુનીમના ગજવામાંથી બસો રૂપિયા ગયા છે એ વાત સાચી, એને લીધે તેઓ એટલા પ્રમાણમાં ગરીબ બન્યા છે એ પણ બરાબર, પરંતુ મૂળ પ્રશ્ન એ છે કે એ રૂપિયાને કંઈ નુકસાન થયું છે ખરું, મા ? રૂપિયાએ તો માત્ર સ્થાન પરિવર્તન કર્યું છે, એ અપવ્યય પણ નથી, એમાં નષ્ટ થવાપણું પણ નથી. અને જ્યારે રૂપિયાનું કશું થયું નથી, ત્યારે અપવ્યય કે નુકસાનનો પ્રશ્ન જ ઊઠતો નથી, મા.'

સીતા શરમીંદી બની નીચું જોઈ રહી. તે શાંતસ્વરે બોલીઃ 'હવે સમજી.'

જટાધારી વિશાળ આંખે મારી સામે જોઈ બોલ્યાઃ 'અને તમે ?

મેં મંદ હસીને કહ્યુંઃ 'ના. કારણ કે મૂળ પ્રશ્ન સમષ્ટિગત ભાવે કોઈ પણ પદાર્થના ઓછાવત્તાપણા ઉપર ઊભો થયેલો નથી. મૂળ પ્રશ્ન મારો અપવ્યયની દૃષ્ટિથી છે. જ્યારે સીતાના ગરીબ મુનીમને જીવનભર એ સામાન્ય બસો રૂપિયાનું દેવું વાળવું જ પડવાનું છે, ત્યારે એ રૂપિયા ગજવા-કાતરુના ગજવામાં રહ્યા કે ન રહ્યા, એનાથી એ

મુનીમજીને કશું યે સાન્ત્વન મળવાનું નથી, એમણે તો દેવું વાળવું જ પડવાનું છે. તેમ છતાં, આ બાબતમાં, આ ઘટનાને અપવ્યય કહેવા વિષે કોઈને વાંધો હોય તો ભલે રહ્યો, પરંતુ મુનીમ મહાશયને જે ભયંકર નુકસાન અને અપવ્યય થયો છે એમાં તો કંઈ જ સંદેહ નથી, ઠાકુર મશાય!'

જટાધારીએ મને પકડમાં લેવા માટે પૂછ્યું: 'એથી શું સિદ્ધ થયું?'

'એ થયું કે જગતમાં નુકસાન થાય છે, અપહરણ પણ થાય છે, અને જ્યારે એનો દંડ ભોગવવાની પણ વ્યવસ્થા નિયત કરેલી છે, ત્યારે અપવ્યયને માટે પણ શા માટે એવી વ્યવસ્થા ન હોવી જોઈએ, એ હું કહેવા માગતો હતો.'

બોલવું પૂરું કરી મેં સીતાની ભણી નજર કરી જોયું તો એ મારા મોં સામે પ્રશંસા–ભરપૂર દૃષ્ટિએ નિહાળી રહી હતી.

જટાધારી બોલ્યા: 'માયામય દૃષ્ટિથી જોઈએ તો એવું જ દેખાય છે એની ના નહિ, પરંતુ, શ્રીકાન્તબાબુ, જરાક જો ગભીર ભાવે જોશો તો તમારી બધી સચોટ દલીલો હાસ્યાસ્પદ અને મિથ્યા જ દેખાશે. મૃત્યુ સત્ય છે, મૃત્યુની પછી જ જીવનનો આરંભ છે—મૃત્યુની પહેલાં નહિ. આ સત્ય જ્યારે માણસ સમજે છે ત્યારે જ એનું મિથ્યાનું ઘેન તૂટી જાય છે—એ પહેલાં નહિ.'

મને થયું કે સંન્યાસી ઠાકુર આ વખતે જે અવલંબનને વળગી પડ્યા છે, ત્યાંથી તેમને ચ્યુત કરવાની શક્તિ મારામાં નથી, ને ઇચ્છા પણ નથી. પ્રસંગ બદલવા માટે મેં કહ્યું: 'આપ અગાઉ કદી બર્મા ગયા હતા, બાબાઠાકુર?'

જટાધારી હસીને બોલ્યા: 'સમજી ગયો. ઠીક, એ જ બરાબર છે. અકારણ, અમથી દલીલો કરવાથી કે ચર્ચા કરવાની કંઈ જ સારું ફળ આવતું નથી. હાં, બીજું એક કહેવાનું છે: મને તમે

ઠાકુર, બાબાઠાકુર, સંન્યાસી ઠાકુર એવાં એવાં અનેક નામે બોલાવવાને બદલે જટાધારી બાબુ કહીને બોલાવજો. એથી મને સમજવાનું સહેલું પડશે કે તમે મને જ બોલાવો છો. પછી, હા, હું બ્રહ્મદેશમાં અગાઉ ગયેલો છું, શ્રીકાન્તબાબુ!'

મારા મન ઉપરથી જાણે ભારે બોજો ઊતરી ગયો! શાથી એમ લાગ્યું, એનું કારણ વિચારવા જતાં પણ હું લજ્જિત બની ગયો. રંગૂન પહોંચ્યા પછી અપરિચિત દેશના બહાને, રસ્તામાં થયેલી ઓળખાણના જોર પર હક કરવાનું કોઈ પણ સંગત કારણ જ હવે કોઈ પણ પક્ષે રહ્યું નહિ.

હું વિચાર કરતો હતો, એટલામાં જટાધારી બાબુ ફરીથી બોલ્યાઃ 'કોઈ શું કોઈનો ભાર વહી શકે છે, શ્રીકાન્તબાબુ? જો દયામયની ઇચ્છા ન હોય, તો માણસ એક તણખલાનો ભાર પણ વહન કરવા સમર્થ થતો નથી.'

હું ભયભીત બની વિચારમાં પડી ગયો કે સંન્યાસી ઠાકુર સામાના મનના વિચારો વાંચી શકે છે એટલે વિશેષ સાવધ રહ્યા વગર હવે બચવાનો આરો નથી.

મેં કહ્યુંઃ 'ખરું છે.'

એટલામાં નિતાઇચંદ્રે સંન્યાસી ઠાકુરનો ગંજાવર હોકો, ચલમમાં તમાકુ ભરી આણી તેમની સામે મૂક્યો.

જટાધારીએ પ્રસન્ન દૃષ્ટિએ એક વાર નિતાઇની સામે જોઈ, હોકાની સુંદર નળી હાથમાં ઊઠાવી લીધી.

પછી બોલ્યાઃ 'ઘણી રીતે ધૂમ્રપાન કરી જોયું છે, પરંતુ આ ઢબે જે તૃપ્તિ અને જે આનંદ મળે છે તે બીજી કોઈ રીતે મળતો નથી.'

આમ કહી તેમણે હુક્કો જોરથી ગગડાવવા માંડ્યો.

ધીમે, ધીરે, એક બે એક બે કરી, અનેક સ્ત્રી પુરુષો ડેક પર આવી ભેગાં થવા લાગ્યાં. મેં જોયું તો લગભગ બધાયનું આકર્ષણ-કેન્દ્ર બાબાઠાકુર હતા. તેઓ બાબાઠાકુરને નમસ્કાર કરી કુશળ વર્તમાન પૂછવામાંથી વાતચીત જમાવવાની તક ખોળતા હતા.

હવે કંઈ પણ ચર્ચા સંભવિત નથી એમ લાગવાથી, મેં જરા સીતા તરફ નજર કરી. સીતા મારી દૃષ્ટિનો અર્થ સમજી ગઈ, અને કંઈ પણ બોલ્યા વગર ઊઠી ઊભી થઈ. અમે બાબાઠાકુરના સાન્નિધ્યમાંથી તેમની દૃષ્ટિ બહાર દૂર જતાં રહ્યાં.

સીતા બોલીઃ 'ચાલો, જરા ફરી આવીએ.'

મેં કહ્યુંઃ 'ચાલ, પણ ક્યાં જશું?'

સીતા બોલીઃ 'કહે છે, બે હજાર ડેકના મુસાફરો આ જહાજમાં છે. ચાલોને, એમની સાથે વાતોચીતો કરી આવીએ, અને તેઓ કેવી રીતે રહે છે તે જોતા આવીએ.'

મારું મન ખિન્ન થઈ ગયું.

મેં કહ્યુંઃ 'પરંતુ એ દૃશ્ય જોઈ તને આનંદ નહિ થાય, સીતા! ખાલી મન બગાડીને શું કામ છે?'

'તમે તે મને શું સમજો છો! જરા થોભો, હું જરા ચાદર લઈ આવું.'

આમ કહી સીતા ઝડપથી કેબિન ભણી જતી રહી.

હું વિચારવશ બની ઊભો રહ્યો.

# ૮

હું સીતાની રાહ જોતો હતો, એવામાં નિતાઈચંદ્રે આવીને કહ્યું: 'દિદિમણિ તમને કેબિનમાં બોલાવે છે, દાદાબાબુ!'

કારણ ન સમજી શકવાથી મેં કહ્યું: 'કેમ, નિતાઈ?'

નિતાઈ સવાલ સાંભળી હસી પડ્યો, બોલ્યો: 'મને બીજું ગમે તે પૂછો, દાદાબાબુ.'

મેં નિતાઈના મોં સામે જોઈ કહ્યું: 'એનો અર્થ એ કે તને ખબર નથી.'

નિતાઈ કંઈ બોલ્યો નહિ.

મેં કહ્યું: 'ચાલ, નિતાઈ.'

નિતાઈ બોલ્યો: 'તમે જાઓ, દાદાબાબુ, મને બીજે પણ હુકમ મળ્યો છે.'

આમ કહી નિતાઈ મારી પડખે થઈને જતો રહ્યો.

સીતાની કેબિનના બારણા આગળ આવી પહોંચી મેં બહારથી બૂમ મારી: સીતા!'

સીતાએ મધુર અવાજે કહ્યું: 'અંદર આવો, શ્રીકાન્તબાબુ!'

મેં સંકોચપૂર્વક બારણું ઠેલી અંદર પ્રવેશ કર્યો.

સીતાએ કોમળ સ્વરે ફરીથી કહ્યું: 'મને આટલી વાર તમારે માફી આપવી પડશે. તમારો ચા પીવાનો વખત થયો છે, એ તરફ મારું ધ્યાન નહોતું રહ્યું. છતાં હું એવી બબ્યા મોંની છું કે એ ભૂલી જઈને ફરવા જવાનો શોખ કરતી હતી. બેસો, આમ જોઈ શું રહો છો?'

મેં કહ્યું: 'મારું બધું જ કામ તારે કરવું જોઈએ એવું...'

એકાએક સીતાના મોં ઉપર નજર પડતાં જ હું ચૂપ થઈ ગયો જોયું તો સીતાનું પ્રફુલ્લ મુખ એકદમ મ્લાન થઈ ગયું હતું.

પરંતુ એ પળવાર માટે જ. બીજી જ પળે સીતા સ્વાભાવિક સ્વરે બોલી: 'ના, શ્રીકાન્તબાબુ, તેવું કંઈ લખાણુ બખાણુ થયું નથી. છોને ન થયું લખાણુ બખાણુ! નસીબ યોગે જો તમારાં દર્શન થયાં છે, ભૂતકાળમાં જો તમને ઓળખવાનો સુયોગ સાંપડ્યો છે, તો શું બધું જાણી કરીને પણ હું નિરાંતે બેઠી રહું? સ્વર્ગમાંથી દિદિ જોઈને શું કહેશે કહો જોઉં?'

છેલ્લા શબ્દો બોલતાં સીતાનો કંઠસ્વર કરૂણ બની ગયો.

આગળ કંઈપણ વાદ પ્રતિવાદ કર્યા વગર હું એક કોચ ઉપર બેસી ગયો. હમણાં જ જે અપ્રીતિનો પવન વહી ગયો હતો, તેને સહજ, સરળ અને સ્વાભાવિક કરવાના હેતુથી મેં કહ્યું: 'મને લાગે છે કે તું જ મને નષ્ટ કરીશ, સીતા. વિચાર કર, જો તું આ જહાજમાં ન હોત, તો મારી કેવીયે દુર્દશા થાત?'

મારા બોલવાના દોષે પરિણામ ઊંધું જ આવ્યું.

સીતા એક ડિશમાં ખાવાનું કાઢતી હતી, તે તેજીલા મોંએ મારી સામે જોઈ બોલી: 'ખાલી જે તે બકવા ન કરશો, કહું છું.

આ છેલ્લાં ત્રણ ત્રણ વરસ લગી ઠામઠેકાણા વગર જતા રહ્યા હતા, પણ એથી તમને કંઈ નુકસાન થયું છે, શ્રીકાન્તબાબુ ? હું પહેલાં સમજતી કે દિદિ વગર તમારો એક દિવસ પણ સ્વાભાવિક ભાવે પસાર થવો સંભવિત નથી, પરંતુ એ મારી કેવી મોટી ભૂલ હતી, એ હવે સમજાય છે. '

મેં કહ્યું: ' ભગવાનના રાજ્યમાં અશક્ત અને અસહાયને પણ કોઈ ને કોઈ એક અવલંબન મળી જાય છે, સીતા. એનું સાક્ષી તું જ છે. એથી જ તો કહેતો હતો કે જો તારો ભેટો ન થઈ ગયો હોત તો......'

સીતા મને વચમાં જ બોલતો અટકાવી દઈ બોલી: ' મારા સમ છે, શ્રીકાન્તબાબુ. ફરી ફરીને એ વાત કાઢી મને શરમાવશો નહિ. નસીબ કોનું જોર કરે છે, એ તમે મોઢે કબુલ કરો કે ન કરો, મનમાં તો તમે જાણો છો—એટલેથી જ હું સુખી છું. હવે કહો, રાતે તમે શું ખાશો ?'

' મારો કશો જ આગ્રહ નથી, સીતા. નસીબજોગે જે મળી જાય તે ખાઈ લઈશ. '

આમ કહી હું ધીમેથી હસ્યો.

સીતા બોલી: ' આટલા ડાહ્યા ક્યારના બની ગયા છો, ખરેખર, એ જાણવાની મને ખૂબ ઇચ્છા થાય છે. એઈ...નિતાઈ, લઈ આવ ભાઈ! ગરમ પાણી, શ્રીકાન્તબાબુ ક્યારના બેસી રહ્યા છે.'

એક કીટલી ગરમ પાણી એક નાના ટેબલ ઉપર મૂકી નિતાઈ બોલ્યો: ' જટાધારી બાબાનું ગળું સુકાઈ ગયું છે, દિદિમણિ ! એમની એ પ્યાલા ચા પહેલી કાઢી આપો. '

નિતાઈ બે કપ ચા લઈને બહાર ગયો, એટલે મેં કહ્યું: ' એમને માટે કંઈ નાસ્તો ન મોકલ્યો, સીતા ?'

સીતા બોલી: ' તેઓ ચાની સાથે કંઈજ ખાતા નથી. '

' બધું જ એમનું ઊંધું છે. ' હસતાં હસતાં મેં કહ્યું. અને સીતાએ આગળ ધારેલા ખાવાનાનો સદુપયોગ કરવા માંડયો.

સીતાએ એક કપ ચા પોતાને માટે લઈ ધીરેથી હાક મારી: ' નિતાઈ ? '

' આ આવ્યો, દિદિમણિ ! '

બોલતાં નિતાઈએ કૅબિનમાં પ્રવેશ કર્યો.

સીતાએ નિતાઈના હાથમાં એક ગ્લાસ ચા અને થોડુંક ખાવાનું ધરી દીધું. જોયું તો નિતાઈનું મુખ આનંદથી ઉજ્જવળ બની ગયું હતું.

મેં કહ્યું: ' જટાધારી બાબુ શું કરે છે, નિતાઇ ? '

નિતાઈ બોલ્યો: ' ગઈ કાલ રાતે જે બે સાહેબ અને એક મેમ સાહેબ એંજિન બગડયું સમજી દોડી આવ્યાં હતાં, તેઓ અત્યારે બાબાઠાકુરને ઘેરીને બેઠા છે, દાદાબાબુ! બાબાઠાકુરે પણ ખૂબ જમાવી છે. '

સીતા બંને વાંકી ભમરો સંકોચીને બોલી: ' જમાવી છે, એટલે ? કોઈ દિવસેય તું, કેવી રીતે વાત થાય એ શીખીશ ખરો કે નહિ, નિતાઇ ? '

નિતાઈ લેશ પણ ભોંઠો પડયા વગર બોલ્યો: ' તમારા સૌના આશીર્વાદથી નિતાઇચંદ્ર જે કંઈ શીખ્યો છે એટલું એના બાપદાદા પણ કદીયે શીખ્યા નહોતા, દિદિમણિ. '

નિતાઇચંદ્ર ઓરડામાંથી બહાર જતો રહ્યો.

સીતા મારું એઠું પાત્ર એક કોરે મૂકી દઈ બીજા કોચ ઉપર બેસીને બોલી: ' તમે કેમ રંગુન જાઓ છો, શ્રીકાન્તબાબુ ? '

મેં પ્રશ્નને ઉડાવતાં કહ્યું: 'રે, તારે ફરવા નથી જવું શું, સીતા?'

સીતા મરક મરક હસીને બોલી: 'આજે હવે જવાનું મન નથી થતું, પરંતુ તમે મારા પ્રશ્નનો તો જવાબ ન દીધો!'

મેં માથું નીચું કરી કહ્યું: 'જવાબ દેવાની જરૂર ન લાગી એટલે ન દીધો.'

'એનો અર્થ?' સીતાની ભમરો સંકોચાઈ ગઈ.

મેં કહ્યું: 'તું મારો ભૂત ઇતિહાસ જાણતી નથી એટલે જ આવો પ્રશ્ન પૂછે છે. જો જાણતી હોત કે મેં સદાયે—હા, વચમાં થોડાંક વરસ બાદ કરવાં પડે—રખડવામાં જ જીવન ગાળ્યું છે તો તું આ સવાલ પૂછવાની તકલીફ ન લેત.'

સીતા પળવાર મુંગી રહી બોલી: 'રખડુ જીવન શું ખૂબ આનંદમય છે?'

હું હસી પડ્યો. બોલ્યો: 'આ તો તારો પેલો જ પ્રશ્ન થયો, સીતા, કે ચિરદુઃખી શું ખૂબ સુખી છે?'

સીતા નિષ્પલક દૃષ્ટિએ મારી સામે જોઈ રહી. હું તે દૃષ્ટિ સહન ન કરી શકવાથી, મોં નીચું કરી બેસી રહ્યો.

થોડીવાર પછી સીતા બોલી: 'તો તમે આવું જીવન કેમ પસંદ કર્યું છે?'

મેં કહ્યું: 'તું ખાલી શ્રમ ઊઠાવે છે, સીતા. કારણકે શાથી કોઈ માણસ જનમારાનો રખડુ બની જાય છે, શાથી કોઈ માણસ આખી જીંદગી દુઃખ ભોગવ્યા કરે છે, અને શા માટે કોઈ સોનાના પલંગમાં શેઠની ગાદીમાં લાંબા થઈ સૂવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરે છે એ તું કદીયે સમજી શકવાની નથી, પરંતુ હું તને એટલું કહી

શકું છું કે માણસ કદીયે સ્વેચ્છાએ દુઃખમય જીવન પસંદ કરતો નથી. બધુંયે તેની પરિસ્થિતિ પર આધાર રાખે છે.'

સીતા કંઈક તપ્ત સ્વરે બોલીઃ 'તે ભલે આધાર રાખે, પરંતુ તમારા સંબંધમાં તો એવી કોઈ પરિસ્થિતિ કે કારણ મારા જાણવામાં નથી, કે જેને લીધે તમે આવા જનમારાના રખડુ થઈને ભમતા ફરો.'

મેં નવાઈ પામી કહ્યુંઃ 'નથી?'

'ના, નથી.'

સીતા દૃઢ સ્વરે બોલીઃ 'હું ચોક્કસપણે જાણું છું કે તમને ધનની ખોટ નથી, કે જેને લીધે તમારે નિરાધારની પેઠે ભમતા ફરવું પડે. અને વિપદ આપદ તો તમામ મનુષ્યોના નસીબમાં હોય છે—ઓછું કે વત્તું.'

મેં હસતાં હસતાં કહ્યુંઃ 'રખડુ જીવન એટલે તદ્દન દુઃખમય જીવન, એવું તે શાથી માની લીધું, સીતા?'

સીતા જરાક હોઠ ફુલાવી બોલીઃ 'ના, ખૂબ સુખમય જીવન છે! વંટોળિયાનાં પાંદડાંની પેઠે ઠામ ઠેકાણા વગર ભાગતા ફરવું એ કેટલું બધું સુખમય છે એ તો આટલી અમથી બુદ્ધિ હોય તેય સમજી શકશે. તમે ગમે તે કહો, શ્રીકાન્તબાબુ, તમારી ભવિષ્યની ચિંતા કરી હું એટલી બધી ભયભીત થઈ ગઈ હતી, કે એટલું બધું ભયભીત થવું મારે યોગ્ય નહોતું.'

સીતાની સ્પષ્ટ ફરિયાદ સાંભળી મારે બોલવાનું કંઈજ રહ્યું નહિ. પરંતુ દુઃખ કરવાનું કારણ પૂરતું હોવા છતાંયે મેં એની અવગણના કરી કહ્યુંઃ 'તને નિરાશ કરી છે એ જોઈ મને બહુ દુઃખ થાય છે, સીતા.'

સીતા હસી પડી.

તે બોલી: 'પરંતુ જોઈએ એટલા પ્રમાણમાં ક્રોધ પણ ન ચડયો તો ?'

મેં મ્લાન હાસ્ય કરી કહ્યું: 'હું હવે ક્રોધ નથી કરતો, સીતા.'

સીતા બોલી: 'એનો અર્થ એ કે ક્રોધ સહન કરવા યોગ્ય પાત્ર આપને નથી મળ્યું. ઉદાસીન માણસનું એ જ લક્ષણ છે. પરંતુ એક સાચી વાત કહું, માનશો ?'

હું ખોટેખોટું મોં ચડાવી બોલ્યો: 'તો શું હું માત્ર જુઠી જ વાતો માનું છું, સીતા ?'

સીતાએ સવાલને ઉડાવતાં કહ્યું; 'વારૂ, તો કહો જોઉં. છેલ્લાં ત્રણ વરસ લગી હતા ક્યાં ?'

હું હસી પડી બોલ્યો: 'સંન્યાસી ઠાકુરની પેઠે કાંચન જંઘાના શિખર ઉપર નહોતો એટલું ચોક્કસ, સીતા. જનમારાનો રખડુ માણસ માત્ર રખડતો જ ફરતો હતો.'

'પરંતુ શા માટે ? મજા પડતી હતી એથી ?' સીતાએ પૂછ્યું.

હું ચર્ચાનો અંત આણવા માટે બોલ્યો: 'એમ સમજ.'

સીતા થોડીવાર એકી નજરે બારણા તરફ જોઈ રહી બોલી: 'તમે રંગુનમાં જ રહેવાના લાગો છો !'

મેં કહ્યું: 'શા સારૂ તું મારી ચિંતા કરી હેરાન થાય છે, સીતા ! જેઓ રખડુ છે, રખડતા ફરવું એ જ જેમના જીવતરની મૂડી છે, તેઓ શું કદી પણ એક સ્થળે છાનામાના બેસી રહી શકતા હશે ?'

સીતાએ કંઈ જવાબ દીધો નહિ.

એટલામાં બારણા બહારથી નિતાઈચંદ્રે કહ્યું: 'બાબાઠાકુર જપ કરવા બેઠા છે, દિદિમણિ.'

બોલતાં બોલતાં નિતાઈએ બારણાં ઠેલી અંદર પ્રવેશ કર્યો.

સીતા જાણે ઊંઘમાંથી ઊઠી હોય એવો ભાવ પ્રકટ કરી બોલીઃ 'બાબાઠાકુરને શું થયું છે, નિતાઈ?'

નિતાઈ બોલ્યોઃ 'કંઈ થયું નથી, દિદિમણિ, જપ કરવા બેઠા છે.'

સીતા એક છૂટકારાનો દમ ખેંચી બોલીઃ 'તેમના રાતના વાળુનો બંદોબસ્ત થયો છે?'

નિતાઈ ખુશ થઈ બોલ્યોઃ 'એ નહિ થયો હોય, દિદિમણિ! એમનો પણ થયો છે, ને મારો પણ થયો છે. પરંતુ તમે જે રોજ ઉપવાસ કરો છો, એથી શું શરીર તમારું સારું રહેશે, દિદિમણિ?'

સીતા છંછેડાઈને બોલીઃ 'વળી પાછું તેં તારું ડહાપણ શરૂ કર્યું, નિતાઈ?'

નિતાઈ મોં ચડાવી મારી સામે જોઈ બોલ્યોઃ 'હું શું ડહાપણ કરું છું, દાદાબાબુ? રાજાબાબુએ એમને તેડી જવાનો મને હુકમ કર્યો છે. પણ દિદિમણિ જો આગબોટનું ખાવાનું કંઈ જ ન ખાય તો ત્રણ ચાર દિવસ એ કેવી રીતે ટકી રહેશે, કહો જોઉં, દાદાબાબુ?'

મારે માટે આ નવીન અને વિચિત્ર સમાચાર હતા. મેં વિસ્મય પામી સીતાની તરફ નજર કરતાં જ તેણે પહેલાં તો નિતાઈને બહાર જવાનો હુકમ કરી મને હસતે મોઢે કહ્યુંઃ

'હિંદુની દીકરી થઈને હું કેવી રીતે આવું બધું ભ્રષ્ટ ખાવાનું ખાઉં, કહો જોઉં? પરંતુ એથી કાંઈ હું ભૂખી થોડી રહું છું? જરાયે નહિ. ઘેરથી, તમે જુઓ જ છોને, એટલું બધું ખાવાનું લાવી છું કે રાતદિવસ ખાઉં તોયે સાત દિવસ લગી ખૂટવાનું નથી. પરંતુ બહુ મીઠાઈ તે કંઈ ખવાય? નિતાઈ બધું વધારી વધારીને બોલે છે.'

હું વિચારમાં પડી ગયો. બોલ્યોઃ મુસીબતની વાત તો ખરી જ! હું તો સમજતો હતો કે એ બધી સ્પર્શાસ્પર્શની બલા તને

નથી. પરંતુ આવી રીતે તો આગળ નહિ ચાલી શકે, સીતા! તારું શરીર તૂટી જશે!'

સીતા હસીને બોલી: 'શું કહો છો તમે! ત્રણ ચાર દિવસ ભાત ન ખાવાથી કંઈ માણસ મરી જતો નથી. વળી હું તો બેય વખત પેટ ભરીને આ બધું ખાઉં છું. નકામી લપછપ છોડો. ચાલો, જરા ડેક પર જઈને બેસીએ.'

મેં કહ્યું: 'એક રસ્તો હું કરી શકું તેમ છું. પરંતુ તને ભાવશે?'

સીતાનો નિસ્પૃહભાવ અદૃશ્ય થઈ ગયો. તે બોલી: 'કહો જોઉં.'

મેં કહ્યું: 'નીચેના ડેક પર એક હિંદુ ભંડાર છે. ત્યાં ગરમ પૂરી તૈયાર કરાવવાનું બની શકે તેમ છે. પરંતુ તને એ ભાવશે કે કેમ એ જ પ્રશ્ન છે.'

સીતા ધીમું હસીને બોલી: 'નહિ કેમ ભાવે? હું શું સોનાનો ભાત રૂપામાં તળીને ખાઉં છું કે પૂરી ન ખવાય? પરંતુ ક્યાં, આ વાતનો તો નિતાઇચંદ્રે મને ભૂલથી પણ ઈશારો નથી કર્યો! નહિ તો શું હું અમથી અમથી ભૂખે મરું? મીઠાઈ કે કેક કે બિસ્કૂટ તે ખાઈ ખાઈ ને કેટલા ખાઈ શકાય? હવે તો એવું થઇ ગયું છે કે એ યાદ આવતાં જ મને ઊલટી થવા જેવું લાગે છે.'

હું ઊઠી ઊભો થયો.

સીતા વ્યગ્ર સ્વરે ફરીથી બોલી: 'આ શું, ઊઠ્યા કેમ? ડેક પર નથી આવવું?'

મેં કહ્યું: 'આવું છું. પણ એ પહેલાં જરા નીચેના ડેક પર આંટો મારી આવું.'

કેબિનની બહાર આવી મેં જોયું તો નિતાઇચંદ્ર નજીકમાં જ ઊભો હતો. એને સાથે લઈ હું હિંદુ ભંડાર તરફ ચાલ્યો.

# ૯

સીતાને માટે ગરમ પૂરીનો બંદોબસ્ત કરી હું જ્યારે ડેક પર પાછો આવ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી.

જટાધારી ઠાકુરને ઘેરી વળી અનેક સ્ત્રી પુરુષો ગોળાકાર બની ડેક ચેરમાં બેઠાં હતાં. બાબાઠાકુર એક યુરોપિયન યુવતીની હસ્તરેખા જોવામાં મગ્ન હતા.

જોયું તો શ્રીમતી સીતા આ ટોળાથી દૂર એક ખૂણે ખુરસીમાં બેઠી બેઠી સમુદ્ર ભણી જોઈ રહી હતી.

સંન્યાસી ઠાકુર યુવતીનું કેવું નસીબ વાંચે છે એ જાણવાનું મારા મનમાં અદમ્ય કુતૂહલ થયું. આથી હું ગુપચુપ ઠાકુરની પાસેની એક ખાલી ખુરસીમાં બેસી ગયો.

ઠાકુર યુવતીને કહી રહ્યા હતાઃ 'તું જેમની સાથે રંગુન જાય છે તેઓ શું અહીં ડેક પર હાજર છે?'

યુરોપિયન તરૂણીના મુખ પર વિસ્મયનો ભાવ ફૂટી નીકળ્યો.

એકવાર ચારે તરફ નજર કરી લઈ તે બોલી: ‘ના, તેઓ અહીં નથી.’

જટાધારી ઠાકુર ધીમે સ્વરે બોલ્યો: ‘એ વ્યક્તિની સાથે જો લગ્ન કરીશ તો માત્ર તારા ધનનો નાશ થશે, બાકી તું સુખી નહિ થાય.’

યુવતી આંખો ફાડી કેટલીક વાર સંન્યાસી ઠાકુરના મોં સામે તાકી રહી. હું સ્પષ્ટ જોઈ શક્યો કે એની આંખોમાં અનેક પ્રશ્નો આવી ભરાયા હતા.

વિસ્મયના ભાવમાંથી છૂટયા પછી યુવતીએ કહ્યું: ‘એમની સાથે લગન કરવાની છું, અથવા મારી પાસે ધન છે, એ વાતની આપને કેવી રીતે ખબર પડી, સાધુજી?’

જટાધારી મૃદુ હાસ્ય કરી બોલ્યા: ‘તારો એ પ્રશ્ન જ નકામો છે, મિસ! મેં જે કંઈ કહ્યું છે તે જો સત્ય હોય તો પછી મને એવો પ્રશ્ન કરવાનો કંઈજ અર્થ નથી. વારૂ, તું શું મોટા ઘરની અને શ્રીમંતની દીકરી નથી?’

યુવતી નમ્ર સ્વરે બોલી: ‘મારા પિતા લોર્ડ હતા. પિતાનું હું એકમાત્ર સંતાન છું. અને હું જેની સાથે લગ્ન કરવા જાઉં છું, તેઓ...’

જટાધારી ઠાકુર તેને બોલતી અટકાવી બોલ્યા: ‘તેઓ ગમે તે હોય, પણ તું જો મારી સલાહ માનતી હોય તો એમની સાથે લગ્ન કરવાનું માંડી વાળજે.’

યુવતી ભયભીત સ્વરે બોલી: ‘પરંતુ હું એને ખૂબ ચાહું છું, સંન્યાસી મહારાજ!’

જટાધારીના મુખ પર કરૂણ હાસ્ય ફૂટી નીકળ્યું.

તેઓ બોલ્યા: ‘મા, તારા પોતાના સુખના બદલામાં પણ

પ્રેમ શું વધારે કીમતી છે? છેતરાયેલો પ્રેમ શું કદી પણ કોઈને સુખી કરી શકે, મા?'

સંન્યાસીએ મા કહીને બોલાવવાથી યુવતીનું મુખ લજ્જાથી લાલ થઈ ગયું. તે ધીમા સ્વરે બોલીઃ 'આપનું એવું કહેવું છે ને સંન્યાસીજી, કે મને સાચો પ્રેમ નહિ મળે?'

'હાં, એવું જ હું કહું છું, મા! અખૂટ ઐશ્વર્યના લોભે જે પાકો અભિનય તને ચોમેરથી ઘેરી વળ્યો છે, તે સાચો છે કે જૂઠો તે સમજી શકવાની તારામાં તાકાત નથી, મા! મને ખબર છે કે મારા શબ્દોથી તને આઘાત લાગ્યો છે, પરંતુ જે આઘાત તારે માટે શક્તિનો સંગ્રહ કરનારો છે એને જો તું ન સહી શકે, તું જો સાવધ ન બને, અને એ જ વ્યક્તિની સાથે લગ્ન કરે, તો પછી તને તરત જ સમજાશે કે એ દિવસની અસહ્ય વેદનાની સરખામણીમાં આજની આ વેદના કેટલી તુચ્છ અને કેટલી નજીવી છે!'

અંગ્રેજ યુવતીની આંખો આંસુથી છલછલ કરવા લાગી.

તે કરૂણ સ્વરે બોલીઃ 'તો હું શું કરું, સંન્યાસીજી?'

જટાધારી બોલ્યાઃ 'તારી માની પાસે પાછી જતી રહે.'

આમ કહી તેમણે યુવતીનો ડાબો હાથ ફરીથી પોતાની પાસે ખેંચી લઈ તપાસ્યો, અને કહ્યુંઃ 'એક કામ કરી શકીશ, મા? તો કદાચ હું તારો સંદેહ દૂર કરી શકીશ.'

યુવતીનું મુખ આનંદ અને ઉત્સાહથી ચમકી ગયું.

તે બોલીઃ 'શું, કહો?'

'તારા ફિયાન્સીને એટલે કે ભાવિ પતિને એક વખત ગમે તે બહાને મારી પાસે લાવીશ શકીશ, મા? તો હું એના છળનું કેન્દ્ર ક્યાં છે એ તને કહી શકીશ. આટલું કરી શકશે, તું?' સંન્યાસી ઠાકુરે ધીમેથી પ્રશ્ન કર્યો.

યુવતી તરત જ ઊઠી ઊભી થઈ.

જટાધારી ઠાકુર ધીમેથી હસીને ફરીથી બોલ્યાઃ 'પરંતુ મા, તારે એમને બોલાવી લાવવામાં ખૂબ કુશળતા વાપરવી પડશે. ભૂલથી પણ મારી ભવિષ્યવાણી એમની આગળ પ્રગટ કરી દેતી નહિ.'

અંગ્રેજ યુવતી ઝડપથી જતી રહી.

હું વિસ્મયથી સ્તબ્ધ બની આ સાધારણ શક્તિશાળી સંન્યાસી ભણી જોઈ રહ્યો હતો. તેઓ એક ભદ્ર પુરુષને હાથ લંબાવી નજીક ખસી આવતો જોઈ બોલ્યાઃ 'હવે આજે નહિ. કાલે જો વખત મળશે તો જોઈશ. આ છોકરીનું કામ હજી પૂરું થયું નથી.'

આમ કહી તેમણે મારી સામે જોઈ કહ્યુંઃ 'તમે બંને બહુ આભાં બની ગયાં લાગો છો, શ્રીકાન્તબાબુ!'

'તમે બંને!'

મેં પૂંઠળ નજર કરી જોયું તો શ્રીમતી સીતા મારી નજીક-માં જ એક ખુરસીમાં બેઠેલી હતી. તે કઈ વખતે ઊઠીને આવી તેની મને ખબર પડી નહોતી.

મેં ધીમું હસી જટાધારી ઠાકુરને કહ્યુંઃ 'ખરેખર હું આભો બની ગયો છું. આપણું સામુદ્રિક વિજ્ઞાન આટલું ઊંચે પહોંચ્યું છે તેની આ પહેલાં મને કશી જ ખબર નહોતી. મારા જીવનમાં હું જેટલા જ્યોતિષીઓના સંબંધમાં આવ્યો છું તેમને આવી સચોટ અને વિસ્મયજનક રીતે વર્તમાનની સાથે લેવડદેવડ કરતા જોયા નથી. દરેક જણાએ દૂર દૂરના ભવિષ્ય અને ભૂતકાળની સાથે જ એમની બધી લેણદેણનો હિસાબ થયો સાંભળ્યો છે.'

જટાધારી બોલ્યાઃ 'ઢોંગ કરવાથી, ચાલાકી કરવાથી, માત્ર છળકપટ જ થઈ શકે, સત્યનું દર્શન ન થાય, શ્રીકાન્તબાબુ! મેં

મન, પ્રાણ અને શરીરથી આ વિજ્ઞાનની સાધના કરી છે—ફળ મળતાં પણ વાર લાગી નથી. આ પેલી મેમસાહેબ, સાહેબને તેડીને આવે.'

ઉપર કહેલી અંગ્રેજ યુવતી—ઉમરાવજાદી—પોતાના યુવાન ભાવિ પતિને લઈને આવી પહોંચી.

સીતાના હુકમથી નિતાઈએ એક ડેક–ચેર આણી આપી. યુવક અને યુવતી બંને બેઠાં. યુવકનો અત્યંત ગંભીર અને ખિન્નતાનો ભાવ જોઈ હું બહુ નવાઈ પામ્યો. યુવતીના આગ્રહથી એ ખુશ થયો નહોતો એ એના મોં પરનો ભાવ જોઈ અનુમાન કરવું કોઈને યે માટે મુશ્કેલ નહોતું.

જટાધારી ઠાકુર કરૂણાળું હાસ્ય કરી યુવકના મોં સામે ચડીક નજર કરી બોલ્યા: 'સાધુ સંન્યાસી સંબંધમાં આવા ગંદા વિચારો ન કરવા જોઈએ, સાહેબ! હું તો માત્ર એક સંન્યાસી છું. મારી એવી બીક રાખવાનું શું કારણ છે કહો જોઉં?'

અંગ્રેજ યુવકના મોં પર ક્રોધને બદલે ઉત્કંઠાભરી વિસ્મયની છાયા ફૂટી નીકળી. તે તપ્ત સ્વરે બોલ્યો: 'હું આ બધા દંભનો બિલકુલ વિશ્વાસ રાખતો નથી. અને એટલા માટે તમારી પાસે નથી આવ્યો, પણ હું તો કેવળ...'

'સમજ્યો બાપુ, સમજ્યો. જોઉં તમારો હાથ?'

આમ કહી સાહેબ ના કહે તે પહેલાં જ, જટાધારી ઠાકુરે યુવકનો હાથ ખેંચી લીધો, અને થોડીવાર ધ્યાનપૂર્વક જોઈ લઈ છોડી દીધો.

પછી બોલ્યા: 'થયું! હવે તમે જઈ શકો છો.'

યુવક ક્રોધ કરી બોલ્યોઃ 'થયું! શું થયું? લુચ્ચો! દંભી!'

યુવકનો અવિવેક જોઈ હું ગુસ્સે થઈ ગયો, પણ હું કંઈ બોલું તે પહેલાં જ જટાધારીએ મારી તરફ મૃદુ હાસ્ય કરી જોઈ, ઈશારાથી મને શાંત રહેવા આગ્રહ કર્યો, અને સાહેબની ભણી જોઈને બોલ્યાઃ 'સંન્યાસી સાધુઓ એમ ઘડીકમાં ગરમ થઈ જતા નથી, ભાઈ! વળી મને તો ખબર છે કે તમારી પાસેથી આથી વધુ સારા આચરણની આશા રાખી શકાય એમ નથી. કારણકે જન્મ પછી મા જેને રસ્તામાં ફેંકી દે, પછી અનાથાશ્રમમાં જે ઊછરીને મોટો થાય, જેના પિતા વિષે કોઈ કંઈ જાણતું નથી, તેની પાસેથી ભદ્ર વ્યવહારની આશા રાખે માત્ર પાગલ હોય તે.'

આમ કહી જટાધારીએ, યુવકના ક્રોધથી કંપતા કલેવર સામે જોઈ ફરીથી કહ્યુંઃ 'પરંતુ તમને હું ચેતવી દઉં છું સાહેબ! જો બની શકે તો રંગુન જવાનું માંડી વાળજો. જો જશો તો તમારું લોભાવનારું ભવિષ્ય હમેશને માટે નષ્ટ થઈ જશે. જાઓ! જરા સંયમ રાખ, બાબા! તારા જેવા એક ડઝન છોકરાઓને હું ઘડીમાં દરિયામાં ફેંકી દઈ શકું તેમ છું.'

આમ કહી તેઓ એકદમ જોરથી હસી મુખરિત બની ગયા.

અંગ્રેજ યુવક એક ક્રોધભરી નજર જટાધારી પર નાખી ઝડપથી જતો રહ્યો.

હું અંગ્રેજ યુવતીના મોં સામું જોઈ આભો બની ગયો. એની બંને આંખોમાંથી દડદડ અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો. અતિ કષ્ટ પૂર્વક તેણે સંન્યાસીને કહ્યુંઃ 'આપને અસંખ્ય ધન્યવાદ આપું છું! આપે મને બચાવી છે. આપે મને—'

બોલતાં બોલતાં યુવતી નીચું જોઈ તે સ્થળ છોડી જતી રહી.

આ નહિ ધારેલી ઘટનાની રૂઢતાથી બહુ વાર સુધી અમારા કોઈના પણ મુખમાંથી એક અક્ષરે નીકળ્યો નહિ. અમે સૌ પોતપોતાના વિચારભારથી મૂઢ બની બેસી રહ્યા.

## : ૧૦ :

'તમે વાતો કરો, મા, હું જરા ફરી આવું.'

આમ કહી જટાધારી ઠાકુર ઊઠી ઊભા થયા, અને આડુંઅવળું ક્યાંય પણ જોયા વગર સીધા કૅબિન તરફ ચાલ્યા ગયા.

સીતા બોલી: 'અદ્‌ભુત!'

'ખરેખર અદ્‌ભુત! સીતા, ચાલ, આપણે પણ જરા ફરી આવીએ.'

આમ કહી હું ઊઠી ઊભો થયો.

સીતા મારી પાછળ પાછળ આવતાં બોલી: 'એ છોકરીની વ્યથા જોઈ મારા મનમાં જાણે શિલા ચંપાઈ છે. મને કેવળ એ જ એક વિચાર આવે છે કે આ ક્ષતિ તે કેવી રીતે સહી શકશે!'

આમ કહી સીતા એકદમ ઊભી રહી ગઈ. વળી ફરીથી બોલી: 'રહો, અહીં જ બેસીને વાતો કરીએ. ફરવાનું બિલકુલે મન થતું નથી.'

મેં સંમતિ જણાવી કહ્યું: 'ઠીક.'

બેઠા પછી સીતા બોલી: ' વારુ, શ્રીકાન્તબાબુ, છોકરીને સાહેબ કદાચ હેરાન પણ કરે. '

હું સમજી ગયો કે આ ઘટનાથી સીતાનું મન અતિશય વ્યથા પામ્યું છે. ધીમેથી હસીને મેં કહ્યું: ' ના, એ નહિ કરી શકે, સીતા ! કારણ કે છોકરી હજી એને પરણી નથી. '

સીતા મ્લાન સ્વરે બોલી: ' આ પરથી એમ સમજવાનું કે લગ્ન ઘણી જગાએ સુખરૂપ નથી નીવડતું, એમ જ ને, શ્રીકાન્તબાબુ ?'

સીતા શું કહેવા માગતી હતી તે ન સમજી શકવાથી મેં કહ્યું: ' હું તારું કહેવું સમજી ન શક્યો, સીતા ! '

સીતા જાણે પોતાને જ જવાબ દેતી હોય તેમ બોલી: ' લગ્ન પહેલાં એ લોકો એક બીજાને ઓળખવાની, સમજવાની કેવી જીવતોડ કોશીશ કરે છે. પરંતુ તેમ છતાંયે કશાથી કંઈ વળતું નથી એ વાત આજે જેવી જોઈ શકી, તેવી આ પહેલાં કદીયે મેં જોઈ નથી. વારુ, આવું કેમ થતું હશે, શ્રીકાન્તબાબુ ? '

હું ચમકીને બોલ્યો: ' શું થાય છે, સીતા ! '

સીતા જાણે અત્યાર સુધી મૂઢ બની મનમનથી બોલ્યા કરતી હતી. એકદમ ચમકીને તેણે મારી સામે જોયું તેના મોં પર મૃદુ લજ્જાની છાયા ફૂટી નીકળી.

તે બોલી: ' તમે જ કહો તો, કઈ પ્રથા સારી ? આંખે પાટા બાંધી, બાપમા કે કોઈ વાલી એક સંપૂર્ણ અપરિચિતના હાથમાં આપણને સોંપી દે છે એ સારું, કે આ લોકો એક બીજાની ઓળખાણ પીછાનમાં લાંબો સમય વિતાવી, પછી મનપસંદ પાત્ર ગ્રહણ કરે છે એ સારું ? '

મેં કુંઠિત સ્વરે કહ્યું: ' મારા અભિપ્રાયનું કંઈ જ મૂલ્ય નથી, સીતા. '

સીતા બોલી: 'મૂલ્ય છે કે નથી તેનો વિચાર કરવાની જવાબદારી બીજાની છે. તમે કૃપા કરી મારી ચિંતા દૂર કરો, શ્રીકાન્તબાબુ!'

હું હસી પડ્યો, બોલ્યો: 'સાચું કહેતાં શરમ શી, સીતા! આ બે પ્રથાઓમાં કઈ સારી અને કઈ નરસી તેનો વિચાર કરી જોવા જેટલું જ્ઞાન કે પૃથક્કરણશક્તિ મારામાં નથી. તો પણ મારા અભિપ્રાય મુજબ, જે વસ્તુની સાથે આપણે ઠીક ઠીક પ્રમાણમાં પરિચિત નથી, અને જે આપણને બિલકુલ જ અપરિચિત છે, તે વસ્તુનું અનુકરણ કરવાથી સારું ફળ નહિ આવે. ખાસ કરીને પશ્ચિમની આબોહવાને જે અનુકુળ હોય તે પૂર્વની આબોહવાને અનુકુળ ન હોય એ જ સ્વાભાવિક છે.'

સીતા બોલી; 'આ શું તમારી દલીલ કહેવાય, શ્રીકાન્તબાબુ?'

મેં કહ્યું: 'દલીલ મેં ક્યાં કરી છે, સીતા? મેં તો માત્ર મારો અભિપ્રાય વ્યકત કર્યો છે.'

સીતા કંઈક ગરમ થઈ બોલી: 'અભિપ્રાય કહો કે દલીલ કહો એ સંબંધી ઘણી બધી ચર્ચાઓ મેં સાંભળી છે. પરંતુ મારો પ્રશ્ન કંઈ એ નથી. મારો પ્રશ્ન તો એ છે કે આ ઓળખાણ પિછાનના નામે એ લોકોનો જે આટલો બધો સમય નકામો જાય છે તેના બદલામાં શું એમને મૂળ વસ્તુની પ્રાપ્તિ થાય છે?'

મેં કહ્યું: 'ક્યાં, કોને થાય છે, સીતા? આ નજરો આગળ તો જોયું કે ઉમરાવની બેટી જેવી એક સુશિક્ષિત યુવતીને પણ લાંબા વખત સુધી ઓળખાણ પિછાનનો અભિનય કરીને છેતરી શકાય છે. તેથી જ હું કહું છું કે એ બધી ઝંઝટમાં પડીને કામ શું છે? જીવન જ જો એક પ્રચંડ જુગાર ખેલ છે, તો આંખો મીંચી જે હાથ લાગે તેને માથે ચડાવી લેવામાં જ ડહાપણ છે. એથી દરેક વખતે છેતરાવું જ પડે છે એવું કંઈ નથી; જીત પણ કોઈ કોઈ વાર થાય છે.'

સીતા ઉદાસ મુખે બોલી: 'તમને તે આજે શું થયું છે? આવો એક મહાન પ્રશ્ન, અને તમે એને કેવો તુચ્છ સમજી વાતો કરી રહ્યા છો? કોઈ કોઈ વાર જીત થાય છે—એ વળી કેવા શબ્દો?'

સીતાનો ગુસ્સો જોઈ હું હસી પડ્યો.

મેં કહ્યું: 'દરેક બાબતમાં જીત થાય છે એમ કહેવાથી જો તું સુખી થતી હોય તો એમ બોલવાને પણ મને વાંધો નથી.'

સીતા ગુસ્સો દેખાડવા જતાં હસી પડી બોલી: 'સાચું કહું છું, તમારા પર મને એવો ગુસ્સો ચડે છે!'

મેં નવાઇ પામી કહ્યું: 'ગુસ્સો ચડે છે? પણ શું કરવા, સીતા?'

સીતા ગંભીર મુખે બોલી: 'આ...કલકતામાં ઢગલે ઢગલા છોકરીઓ ભણી ગણીને, પશ્ચિમની પ્રથા મુજબ ઓળખાણ પિછાનના અભિનયનું અનુકરણ કરવા જતાં કેવું ફળ પામે છે તે શું તમે કદીયે આંખો ઉઘાડી જોયું નથી? આજે ઓળખાણ પિછાનના અભિનયનો કંઈ પાર નથી! પરિણામે ફળ પણ બરાબર પશ્ચિમના જેવું જ આવવા માંડયું છે. ઘણી ખરી ભણેલી છોકરીઓનાં લગ્ન જ થતાં નથી.'

મારા વિસ્મયની હવે હદ રહી નહિ.

મેં કહ્યું: 'નારીના જીવનમાં વિવાહ જ એક માત્ર કામ્ય વસ્તુ ન પણ હોઈ શકે.'

મારા શબ્દો સાંભળી સીતા થોડી વાર નિષ્પલક દૃષ્ટિએ મારા મોં સામે જોઇ રહી. પછી માથું નીચું ઢાળી બોલી: 'ના, તમારી સાથે આ વિષયની વધુ ચર્ચા કરવા હું ઇચ્છતી નથી.'

મેં ધીમેથી હસીને કહ્યું: 'મારો કંઈ ગુનો, સીતા?'

સીતાએ કંઈ જવાબ દીધો નહિ. મૂંગી અર્થહીન નજરે તે સમુદ્રભણી જોઈ રહી.

હું સમજી ગયો કે સીતાને ખોટું લાગ્યું છે.

મેં કહ્યું: 'મને સમજવામાં તારી ભૂલ થઈ છે, સીતા. મેં તો તારા જેવી શિક્ષિત યુવતીઓના મોઢે જે પ્રશ્ન સાંભળ્યો હતો તેનું જ પુનરાવર્તન કર્યું છે માત્ર. નહિ તો આજે પશ્ચિમની પ્રથાના અનુકરણમાં જે અશ્લીલતાનો પ્રવાહ છોકરા છોકરીઓની ચારે તરફ વહી રહ્યો છે અને એના પરિણામની કલ્પના કરી ઘણાઓ ભયભીત થઈ ગયા છે, તે હકીકત પણ મારાથી અજાણી નથી. થોડા વખત પહેલાં—અરે, હજી પણ ઘણાં ગામડાંમાં બાળવિવાહની પ્રથા ચાલુ છે. માબાપ અને મુરબ્બીઓનું ટોળું છોકરા છોકરીની જાતે પરીક્ષા કરી પોતાનાં છોકરા છોકરીઓનાં પતિપત્ની નક્કી કરી નાખે છે. સાચો બંગાળ દેશ, અને સાચો બંગાળ શહેરમાં જોવા નહિ મળે. બંગાળ અને બંગાળનો આત્મા માત્ર ગામડાગામમાં જ જીવંત છે, અને સદાકાળ ત્યાં જ જીવંત રહેશે. શહેરનો કદત્ર કોચડ જોઈ જેઓ ભયભીત થઈ ગયા છે, તેમને હું કહું છું કે બીવાનું કંઈ જ કારણ નથી.'

સીતા બોલી: 'નથી કેમ?'

'નથી માટે નથી. નદીનો જ્યાં પ્રવાહ નથી હોતો ત્યાં જ પાણીમાં કાદવ નીચે છે. ધર્મહીન, સમાજબંધનહીન, ચરિત્રહીન માનવીઓનું આશ્રયસ્થાન આ શહેર છે. ત્યાં જો વ્યભિચારનો પ્રવાહ ન વહેતો હોત, ત્યાં જો નિંદ્ય અનુકરણની ઇચ્છા નરનારીના મનમાં ન જાગતી હોત તો જ તે નવાઈની વાત હતી. જેટલાં જેટલાં ઘોર પાપ છે, જેટલી જેટલી નીચ કામનાઓ છે તે બધીયનું શહેરમાં ખૂબ સંભાળપૂર્વક લાલનપાલન થાય છે. ઉચ્છૃંખલતા, વ્યભિચાર અને અનાચારથી જ શહેરની સમૃદ્ધિ ઊભી થઈ છે. એટલે ત્યાંનો વિષય લઈ, જો કોઈ આખા બંગાળ દેશનો ઇનસાફ કરવા બેસે તો એ ભૂલ ખાય છે. પવિત્ર, શુદ્ધ અને સનાતન બંગાળ શહેરમાં જોવા નહિ મળે, સીતા. તે તો વાસ કરે છે મૂર્ખ, અજ્ઞાન, દીન દરિદ્ર ગામડિયાં સ્ત્રીપુરુષોના ભોળાં હૃદયમાં.'

સીતાની આંખોમાં ભક્તિભાવ ફૂટી નીકળ્યો.

તે બોલીઃ 'પરંતુ આ શહેર જ ગામડાંને અંકુશમાં રાખે છે ને, શ્રીકાન્તબાબુ?'

મેં કહ્યુંઃ 'તારી ભૂલ થાય છે. સીતા, એવું નથી. ઊલટું, ગામડાંના અભણ ખેડૂતો જ, શહેરના એ કહેવાતા ઊંચ સંપ્રદાયને જીવંત રાખે છે, એને અન્ન પૂરું પાડે છે. ગામડાંવાળા જો શહેરનો બૉયકૉટ કરે, તો એક અઠવાડિયું પણ શહેરવાસીને માટે જીવતા રહેવું અસંભવિત બની જાય. પરંતુ તારો પ્રશ્ન એ છે કે લગ્નને માટે પશ્ચિમની પ્રથા સારી કે આપણી પ્રથા સારી. પણ હું કહું છું, સીતા, આમ આપણે તર્ક દોડાવીએ એથી શો ફાયદો છે? આપણી આ ચર્ચાથી શો લાભ છે? જરા ગામડા તરફ નજર તો કરી જો. સ્મરણાતીત કાળથી જે પ્રથા ને લીધે આજ લગી પોતાનું અસ્તિત્વ, પોતાની વિશિષ્ટતા તેઓ ટકાવી રાખવાને શકિતમાન થયા છે, તે જ પ્રથા આપણે માટે સારી છે. આપણી અલ્પ બુદ્ધિના ભ્રમને વશ થઈ આપણે પશ્ચિમનું ઝેર એમાં નથી રેડયું? શહેરે ઝેર ખાધું છે, ઝેર એને અંગે અંગે વ્યાપી ગયું છે, હમણાં એનું મૃત્યુ થશે. એને એને જ રસ્તે મરવા દો, એ જ મારી તમને સૌને વિનંતિ છે.'

સીતા હસી પડી.

તે બોલીઃ 'વિનતિ કરવી નહિ પડે, શ્રીકાન્તબાબુ! જે મરવા પડયું છે તે મરશે જ—સાક્ષાત્ ધન્વંતરી પણ એને બચાવી શકવાના નથી.'

એટલામાં નિતાઈચંદ્ર આવીને કહ્યુંઃ 'ગરમ પૂરી લાવ્યો છું, દિદિમણિ! જલદી ચાલો; ઠરી જશે તો ખવાશે નહિ.'

સીતા મારી સામે કૃતજ્ઞ દષ્ટિએ જોઈ બોલીઃ 'ચાલો.'

મેં નવાઈ પામી કહ્યું: 'હું ?'

'હા, તમે. શા માટે નકામો વખત બગાડો છો ? ચાલો.'

આમ કહી સીતા ઊઠી ઊભી થઇ.

પ્રતિવાદ કરવો નકામો છે એ જાણવા છતાંયે મેં કહ્યું: 'પરંતુ મેં તો માત્ર એક તારે જ માટે પૂરીનો ઓર્ડર આપ્યો હતો.'

'અને મેં તમારે માટે યે પૂરીનો ઓર્ડર આપ્યો હતો. પરંતુ આવી નકામી વાતો કરવાનો શો અર્થ છે, કહો જોઉં ? ચાલો ઝટ.'

આમ કહી સીતા આગળ ચાલી.

નિરૂપાય બની હું સીતાના હુકમનું પાલન કરવા એની પાછળ પાછળ ચાલ્યો.

## ૧૧

મને ભૂખ નહોતી. સીતાના ખૂબ આગ્રહથી કંઈક આહાર કરીને બહાર નીકળતાં પહેલાં મેં પૂછ્યું:

'તું હવે ડેક પર જવાની છે, સીતા?'

સીતાની ભમરો સંકોચાઈ ગઈ. થોડીક વાર તે મારો મનોભાવ સમજવા માટે મારા મોં સામે જોઈ રહી. પછી બોલી: 'તમને જો ઊંઘ આવતી હોય, તો ખુશીથી જઈને ઊંઘી જશો. આજે તમને હેરાન નહિ કરું.'

હું સમજ્યો કે સીતાને રીસ ચડી છે. પરંતુ નકામો વાદવિવાદ કરી તેના ભોજનમાં વિલંબ કરાવવાનું મને મન થયું નહિ. તેથી મેં કહ્યું: 'ભલે તો!'

આમ કહી હું ધીરે ધીરે કેબિનનું બારણું બંધ કરી બહાર નીકળી પડ્યો.

જટાધારી બાબાની કેબિન આગળ આવતાં જોયું તો નિતાઈચંદ્ર ગંભીર મુખ કરી ઊભો છે, અને કેબિનનું બારણું ઉઘાડું પડ્યું છે.

મેં જિજ્ઞાસુ દૃષ્ટિ કરતાં, નિતાઈએ આંગળી ચીંધી ઓરડો દેખાડી ધીમેથી ઇશારો કરી કહ્યું: 'બાબાઠાકુર ભોજન કરી રહ્યા છે.'

હું બારણા આગળ થોડી વાર ઊભો રહ્યો, પછી મનમાં મનમાં ઈષ્ટ નામ સ્મરણ કરી બારણા આગળથી પસાર થઈ જતો હતો ત્યાં તો બાબાઠાકુર ગંભીર અને પહોળા અવાજે મને બોલાવતા સંભળાયા:

'શ્રીકાન્તબાબુ, ઘડી આ તરફ આવજો.'

હવે મારો ભાગવાનો રસ્તો રહ્યો નહિ. પરંતુ જટાધારીબાબા એ જ પળે જે પદાર્થોનો આહાર કરી રહ્યા હતા તેની કલ્પના કરતાં પણ હું થથરી ગયો. તેમ છતાં પણ સંપૂર્ણ અનિચ્છાએ બારણાની વચમાં ઊભા રહી મેં બેસી ગયેલા અવાજે કહ્યું: 'મને બોલાવો છો?'

જટાધારી કોઈ એક પદાર્થને બચકું ભરી વિકૃત હાસ્ય કરી બોલ્યા: 'એ તો તમે સાંભળ્યું છે. પરંતુ હું તૃપ્તિપૂર્વક જેનો આહાર કરી શકું છું, તેને આંખે દેખતાં પણ તમને ઘૃણા થાય છે; એટલી બધી અતિશયતા સારી નહિ, શ્રીકાન્તબાબુ! આવો, આ કોચ પર બેસો. તમારી સાથે મારે કેટલીક જરૂરી વાત કરવાની છે.'

હું વિમાસણમાં પડી બોલ્યો: 'અત્યારે આપનો ભોજનનો સમય છે—મેં આપને નાહક હેરાન કર્યા છે. તો હું જરા ફરી આવીને આવું છું.'

પણ જટાધારી ઠાકુર ડગ્યા નહિ. તેઓ મારી અનિચ્છાની બિલકુલ પરવા કર્યા વગર બોલ્યા: 'ના, તમે આવો. મને જમતાં જમતાં વાત કરવી બહુ ગમે છે.'

હાય રે મારું નસીબ!

તેમને ગમે છે!—બેપરવા બની અખાદ્ય કુખાદ્ય ગમે તે ખાશે, અને મારે તે જોયા કરવું પડશે! બચવાનો કોઈ જ રસ્તો ન દેખવાથી

હું ધીરે ધીરે તેમના શ્રીમુખે કહેલ કોચ ઉપર જઈને જડની પેઠે બેસી ગયો.

નાકમાં સાહેબીખાણાની, કોણ જાણે દુર્ગંધ કે પછી સુગંધ, પ્રવેશ કરવા લાગી, અને घ्राणेन अर्ध भोजनम् નું કાર્ય સમાપ્ત કરી દઈ, થોડા વખત પહેલાં જે પેટમાં ઉતાર્યું હતું તે, અને તેના પહેલાં અન્ન પ્રાશનના પહેલા દિવસથી માંડી જે કંઈ પેટમાં પધરાવ્યું હતું તે બધુંયે બહાર નીકળી જવા માટે પેટની અંદર કોલાહલ મચાવી મૂકી વમનની ઇચ્છાને ઉશ્કેરવા લાગ્યું.

એકાએક જટાધારીએ કહ્યું: 'લવિંગ છે?'

ઓચિંતાની એમને લવિંગની શી જરૂર પડી, એ સમજ ન પડવાથી મેં કહ્યું: 'છે. આપું?'

આમ કહી મેં ગજવામાં હાથ નાખી કેટલાંક લવિંગ કાઢી ધર્યાં.

તેમણે કહ્યું: 'મારે જરૂર નથી. તમે જરા તમારા મોંમાં નાખો! આમ કહી જટાધારી બાબા ધીમેથી હસવા લાગ્યા.

તરત જ મને યાદ આવી ગયું કે જટાધારી મનની વાત પામી જાય છે. હું ચેતી ગયો અને લવિંગ તરત જ મોઢામાં નાખી દીધાં. પત્યું. વમનની અસર બિલકુલ ગુમ થઈ ગઈ.

જટાધારી ઊંચું જોઈ ધીમું હાસ્ય કરી બોલ્યા: 'તમને કદાચ ખબર નહિ હોય, હું લગભગ બાર વરસ યુરોપ અને અમેરિકામાં રખડ્યો છું. વળી રૂચિ અનુસાર આહાર કરવાનો આપણાં હિંદુ શાસ્ત્રોએ પણ નિર્દેશ કરેલો છે. હા, એ પછી વિધિનિષેધની દિવાલ એવી ખડી કરી દીધી છે કે બધું માનવા જઈએ તો રૂચિ અનુસાર તો દૂર રહ્યું, પણ કશુંયે ખાઈ શકાય નહિ. તમે એ બધું માનતા લાગો છો, નહિ?'

મેં કુંઠિત સ્વરે કહ્યું: 'બને તેટલું માનીને ચાલવાનો પ્રયત્ન કરું છું.'

'બને તેટલું! તો પછી મારામાં ને તમારામાં ભેદ રહ્યો ક્યાં, કહો જોઉં? કારણ કે એવા અનેક પદાર્થો છે, જેનો આહાર કરવો એ આપણા શાસ્ત્રની વિરૂદ્ધ છે; અને છતાં એ પદાર્થો તરફ મને પણ બિલકુલ રૂચિ નથી. એટલે એ બાબતમાં મારાથી બને તેટલું હું પણ માનીને નથી ચાલતો?'

આમ કહી વિશાળકાય સંન્યાસી ખડખડાટ હસી પડ્યા.

હું સમજ્યો કે જટાધારી મજાક કરી રહ્યા છે. એટલે મેં તેમની દલીલનો જવાબ ન આપ્યો.

જટાધારીએ ફરીથી કહ્યું: 'સીતા મા વાળુ કરી રહ્યાં?'

'હવે વાળુ કરવા બેઠાં હશે એમ લાગે છે.' મેં ધીમેથી કહ્યું.

સન્યાસી ગાલ ભરી હસીને બોલ્યા: 'ના, જમી રહ્યાં છે.'

આમ કહી તેમણે બારણા ભણી મોં ફેરવી કહ્યું: 'શ્રીકાન્ત-બાબુને જરા શાસન કરું છું, મા! હું એમને સમજાવી રહ્યો છું કે પોતાની રૂચિની સાથે મેળ ન મળે તો પણ બીજાની રૂચિનો તિરસ્કાર કરી શકાય નહિ.'

મેં જોરથી એનો પ્રતિવાદ કરી કહ્યું: 'હું તિરસ્કાર કરતો નથી.'

જટાધારી હસીને બોલ્યા: 'કરો છો.'

આમ કહી તેમણે સીતાની સામે જોઈ ફરીથી કહ્યું: 'તું ડેક પર જઈને બેસ, મા. શ્રીકાન્તબાબુની સાથે થોડીક વાતચીત કરી હું એમને છૂટા કરું છું. બહુ મોડું નહિ થાય, બીતી નહિ.'

સીતા લાલ મોં કરી બોલી: 'આ શું બોલો છો, કાકાબાબુ! હું બીતી નથી, હું એકલી ફરી શકું છું.'

આમ કહી સીતા ઝડપથી જતી રહી.

મારું મન એકાએક સંન્યાસીની રૂઢ વાતચીતથી કડવું થઈ ગયું.

જટાધારી મારા મોં સામે જોઈ બોલ્યા: 'સીતા મા ખૂબ બુદ્ધિશાળી છોકરી છે. મેં એને પકડી પાડી, એ જોઈ એ ગુસ્સે થઈ ગઈ. એ ખૂબ સ્વાભાવિક છે, શ્રીકાન્તબાબુ. કારણ કે માણસનો સ્વભાવ જ એવો છે કે જે વસ્તુ તે ખૂબ ગુપ્ત રાખવા ઈચ્છે તે જો બીજાની આગળ ખુલ્લી થઈ જાય તો એનો મનોભાવ ગુસ્સામાં જ પ્રગટ થાય છે. પરંતુ તમે કેમ ગુસ્સે થયા છો તેની તો કંઈ જ ખબર પડતી નથી. શ્રીકાન્તબાબુ.'

મેં કહ્યું: ભગવાનને અસંખ્ય ધન્યવાદ આપું છું કે આપના પણ જ્ઞાનને કંઈક હદ છે.'

જટાધારી ખુલ્લે દિલે ખડખડાટ હસી પડયા. હસવું બંધ થયા પછી, આગળ કંઈ પણ બોલ્યા વગર તેમણે ભોજનમાં સંપૂર્ણ મન પરોવ્યું. ભોજન સમાપ્ત કર્યા પછી તેમણે નિતાઈને બોલાવી કહ્યું: 'હવે આ બધું લઈ જા, ભાઈ! પછી મને જરા હુકો આપીને, તારા જઠરની જ્વાળા શાંત કરવા માટે તને અખૂટ સમય આપું છું.'

નિતાઈને બીજા હુકમની જરૂર નહોતી. તે ઝડપથી એઠાં વાસણ ઉપાડી લઈ ગયો. અને થોડી જ વારમાં હુકાપાણીની સામગ્રી લઈને પાછો આવ્યો, અને નળી બાબાજીના હાથમાં મૂકી દઈ મૂંગો મૂંગો બહાર નીકળી ગયો.

જટાધારી બોલ્યા: 'માણસને જે પ્રમાણમાં તરસ લાગે છે તે પ્રમાણમાં તે પાણી પીવા માટે હમેશાં ઉત્સુક રહે છે. સમય અને સુયોગ મળતાં જ તે તરસ છીપાવી લે છે. તેમાં શરમાવાનું પણ

કંઈ નથી, ને દોષ પણ કંઈ નથી. તમારો પણ અભિપ્રાય એવો જ છે ને, શ્રીકાન્તબાબુ!'

મેં કહ્યું: 'આપે તરસ શબ્દનો રૂપક તરીકે તો પ્રયોગ નથી કર્યો ને!'

'ધારો કે કર્યો છે, તો પણ એથી શું ખાટું મોળું થઈ જાય છે?' ઉત્તમ! માણસની ભોગતૃષ્ણાનો જ દાખલો લો ને. ઘણા માણસોનો એવો સ્વભાવ હોય છે કે તેઓ માત્ર બીજાઓ શું કહેશે એ શંકાથી જ પોતાની ઘણી ઇચ્છાઓ અજાણે દબાવી દઈ પછી છૂપી રીતે એની માગણી પૂરી કરે છે. એટલે, સ્વાભાવિક માર્ગે એમની તૃપ્તિ નિયંત્રિત ન થવાથી, અસ્વાભાવિક માર્ગે થાય છે. પરિણામે, આ ગુપ્ત પાપની સજા એમને ભોગવવી જ પડે છે, શ્રીકાન્તબાબુ.'

જટાધારીએ મારા મોં સામે જોયું. હું કંઈ પણ બોલ્યા કર્યા વગર મૂંગો બેસી રહ્યો.

તેમણે આગળ બોલવા માંડયું: 'હું એ જ હકીકત કહેવા માગું છું કે ભોગની ઈચ્છા, તૃષા, કે કામનાનો અંશ માત્ર પણ જ્યાં લગી મનમાં ગુપ્ત રહ્યો છે ત્યાં લગી કદી પણ માણસે પોતાનો વિશ્વાસ રાખવો જોઈએ નહિ. સ્વભાવની ગતિ સ્વભાવના પ્રખર તેજને રૂંધી નાખશે. ક્ષુદ્ર માણસમાં, તુચ્છ માણસમાં એ શક્તિ નથી હોતી, શ્રીકાન્તબાબુ! માણસ માત્રની ફરજ છે કે એણે પહેલાં રોગની જડ સુદ્ધાં ઉખાડી નાખવી, પછી જ પોતાને નિરોગી અને અજેય તરીકે જાહેર કરવો.'

મેં આનો કંઈ જ જવાબ ન દીધો.

જટાધારી થોડીવાર શાંત રહી ફરી બોલવા લાગ્યા: 'હું હવિષ્ય જમતો નથી, છડેલા ચોખા, કે કાચાં કેળાં વગેરે મહા સાત્ત્વિક પદાર્થો મને ગમતા નથી. એને લીધે તમારા જેવા સુશિક્ષિત વ્યક્તિ-

ઓની પણ કડવી ટીકાઓનો ભોગ થઈ પડ્યો છું. પરંતુ હું પૂછું છું કે મારી ભોજનની ભોગેચ્છા જો તૃપ્ત ન થઈ હોય, તો શું માત્ર તમારા જેવી કેટલીક વ્યક્તિઓને રાજી કરવાની ખાતર, મારી ઈચ્છા ન હોય તો પણ, મારે કાચાં કેળાં ખાવાનું શરૂ કરવું જોઈએ ? આનું જ નામ દંભ. એ આજે લગભગ દરેક માણસમાં પેસી ગયો છે. સસ્તી કીર્તિના લોભે માણસ પોતાના સ્વભાવને યે ભૂલી ગયો છે. પોતે જેવો નથી તેવો પોતાને પ્રગટ કરવા માટે મિથ્યાપણુ અને દંભનો બૂરખો ચડાવી જીવનની પળેપળને એ વિષમય બનાવી દે છે. આ ભયંકર કાળવ્યાધિથી આજે લગભગ આખી માનવજાત પીડાવા માંડી છે. એમાંથી વધારે નહિ તો એક માણસ પણ જો દૂર રહેવાને શક્તિમાન થાય, તો શું એની વિરૂદ્ધ ટીકા થઈ શકે, શ્રીકાન્તબાબુ ?'

મેં ધીમું હસીને કહ્યું : 'અંધાઓના દેશમાં એક દેખતાના જેવી એની દશા થાય, જટાધારીબાબુ !'

જટાધારી થોડો સમય ટગરટગર મારી સામે જોઈ રહ્યા. પછી બોલ્યા : 'ઓહ, સમજ્યો ! તમે અત્યારે ગુસ્સે થયા છો ને, શ્રીકાન્તબાબુ !'

હું ચમકી ગયો.

મેં કહ્યું : 'શું કહો છો ? હું ?'

જટાધારીના ગળામાંથી નિર્મળ હાસ્યનો પ્રવાહ ઊછળી પડ્યો. તે બોલ્યા : 'હા, તમે.'

હું ગભરાઈ ગયો. માનવીના મનનો વિચારપ્રવાહ સમજી જનાર સંન્યાસીની તીક્ષ્ણ નજરમાં, મારાથીયે અજાણ્યું એવું શું પકડાઈ ગયું છે તે ન સમજી શકવાથી હું વિહ્વળ બની ગયો.

એટલામાં સીતાએ મને બચાવી લીધો. તે ઓચિંતી બારણાની

વચમાં પ્રગટ થઈ બોલી : ' તમારી વાતો શું હજીયે પૂરી થઈ નથી, કાકાબાપુ ? મને ત્યાં એકલી એકલીને બીક લાગે છે!'

જટાધારી એકદમ મુક્ત કંઠે ખડખડ હસી પડયા.

તે બોલ્યા : ' મારે કહેવાનું હતું તે હમણાં જ પૂરું થયું, મા. જાઓ, શ્રીકાન્તબાબુ ! મારી દયામયી માની સાથે વાતો ચીતો કરો, જાઓ. મારા પ્રશ્નનો જવાબ તમે નથી આપ્યો તોયે મને મળી ગયો છે. '

હું છૂટકારો પામતાં હાશ કરી ઊઠયો.

સંન્યાસી ઠાકુરને ઝટપટ એક નમસ્કાર કરી, હું સીતાની સાથે ડેક પર આવી પહોંચ્યો. તે વખતે ડેક પર અનેક સ્ત્રીપુરુષો બેઠાં બેઠાં વાતોચીતો કરી રહ્યાં હતાં એ જોઈ મને બહુ નવાઈ લાગી. પરંતુ, તો પછી એકલાં એકલાં બીક લાગવાની સીતાની વાત ક્યાંથી ઉત્પન્ન થઈ એ ન સમજ પડવાથી, હું સીતાને પૂછવા જતો હતો, ત્યાં તો અકસ્માત તે જ બોલી :

' જીવનની બધી જ પરીક્ષાઓ બધા જ પાસ કરી શકતા નથી, તો પછી એમ કેમ નથી સમજતા કે હું પણ એકમાં નપાસ થઈ છું ?'

હું ધીમું હસીને બોલ્યો : ' જટાધારી ઠાકુરની સોબતથી તું પણ અંતર્યામી બની ગયેલી લાગે છે, સીતા ! '

' પરંતુ મારા અનુમાનમાં તો ભૂલ નથી ને ? ' સીતાએ પૂછ્યું.

એક ખૂણે રેલિંગની પાસે બે ડેકચેર નાખી અમે બેઠાં.

નજર કરી જોયું તો વાંદળાંની પાછળ ચંદ્રદેવ અદશ્ય થવાથી સમુદ્ર ગંભીર બની ગયો હતો.

સીતાએ સમુદ્ર ભણી જોઈ આગળ કહ્યું : ' સમુદ્રનું આ શંકા-ભર્યું રૂપ પણ મને મુગ્ધ કરે છે, શ્રીકાન્તબાબુ ! આ પળે મારા મનની ઇચ્છા જાણવી છે ? '

મેં સ્નિગ્ધ સ્વરે કહ્યું : ' કહે. '

સીતાએ અભિનયપૂર્વક બોલવા માંડ્યું : ' મને એવી ઇચ્છા થાય છે કે આ વાદળકાળાં મોજાંનાં માથાં પર પગ મૂકી દોડા દોડી કરું, પછી જ્યારે થાકીને લોથ થઈ જાઉં ત્યારે મોજાં પરથી ઉતરી તેની નીચે જતી રહું. શી ખબર એ અતલનું તળિયું ક્યાં અને કેટલે દૂર છે—હું તો નીચે જ નીચે ઊતર્યા કરું છું ! મને જોઈ સમુદ્રને તળિયે રહેતા લોકો ટોળેટોળાં દોડી આવે છે, અને સેંકડો પ્રશ્ન ભરેલી આંખે મારી સામે જોઈ રહી, ન સમજાય તેવી ભાષામાં કંઈ સેંકડો પ્રશ્નો પૂછે છે. હું તો આંખની પાંપણ પણ પલકચા વગર નિર્વિકાર ચિત્તે બસ નીચે જ ઊતર્યા કરું છું—મારા મોં પર માત્ર જરાક પાર્થિવ હાસ્ય ફૂટેલું રહે છે એટલું જ. પછી—આગળ સાંભળવું છે, શ્રીકાન્તબાબુ ? '

હું સમજી ગયો કે સીતા મારા આગ્રહની રાહ જોઈ રહી છે. મેં કહ્યું : ' કેમ નહિ સાંભળું ? જરૂર સાંભળીશ. ખુશીથી કહે, સીતા.'

મારો આગ્રહ ભર્યો અવાજ સાંભળી સીતાનું મુખ પ્રસન્ન પ્રકાશથી ભરાઈ ગયું. તેણે બોલવા માંડ્યું :

' તે પછી, કોઈ પણ પ્રશ્નનો કંઈ પણ જવાબ ન મળવાથી વીજળીવેગે વિદ્યુતવાહને સાગરની રાણીને જઈને ખબર કહ્યા કે એક પૃથ્વી પરના માનવીએ અતલલોકમાં અનધિકાર પ્રવેશ કર્યો છે. રાણીએ હુકમ કર્યો રાજકન્યાને. રાજકન્યા મુક્તા—મરકત—પરવાળાંથી ઝગમગતી પાંખો પસારીને દોડતી આવી મારી પાસે. હું વિસ્મયથી ચકિત બની ગઈ. રાજકુમારીની નાનકડી ગોળાકાર સુંદર આંખોમાં

આવાહનની ભાષા ફૂટી નીકળતી હતી, તે મારો પરિચય માગતી હતી. મારી ઊતરવાની ગતિ રોકાઈ રાજકન્યાના અલિખિત હુકમથી. રાજકન્યા પોતાનો પ્રશ્ન સમજાવી ન શકવાથી, અને મારો પ્રશ્ન સમજી ન શકવાથી ગુસ્સે થઈ ગઈ. સાથે સાથે સેંકડો, હજારો, લાખો, કરોડો વાસુકિઓ ફૂંફાડા મારતા દોડી આવ્યા, વગર નોતર્યા વગર અધિકારે આવી ચડેલા આગંતુકને ગળી જવા માટે. સમુદ્રનો તલપ્રદેશ વિક્ષુબ્ધ બની ગયો. સ્વચ્છતા મલીન બની ગઈ. લાખ લાખ વાસુકિઓના ફૂંફાડાથી પ્રલયનો વંટોળિયો શરૂ થઈ ગયો, મારી ગતિ ઊર્ધ્વ બની. હું પ્રબળ વેગથી ઊંચે ચડવા લાગી. ન માની શકાય એવા ભીષણ વેગથી ઊછળીને હું મોજાંના શિખર પર આવી ઊભી. પણ મોજાં યે વણનોતર્યા અતિથિને હવે આશરો આપવા ઇચ્છતાં નથી, જોરથી માથું ધુણાવે છે—એટલે ત્યાંથી છૂટી આગબોટની ડેકચેર પર આવી પડું છું તમારી પાસે.'

એકાએક સીતા કલકલ અવાજ કરતી હસીને બેવડ વળી જવા લાગી. હસવાના આવેગમાં તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. હું નવાઈ પામી જોઈ રહ્યો.

જહાજના ઘડિયાળમાં ટન્ ટન્ રાતના અગિયાર વાગ્યા. મેં સીતાની સામે જોયું તો એ બંને હથેળીઓમાં મોં ઢાંકી શાંત ભાવે નીચું જોઈ બેસી રહી હતી.

## ૧૨

મેં બૂમ મારી : ' સીતા ? '

સીતા ઘડીક મોં ઊંચું કરી જોઈ, ફરી પાછી પહેલાંની જેમ થઈ ગઈ બોલી : ' બોલો. '

' શરીર ઠીક નથી શું ? ' મેં પૂછ્યું.

સીતા માથું ધુણાવી ટટાર બેઠી થઈ બોલી : ' ના, માંદી તો હું જવલ્લે જ પડું છું. '

આમ કહી તે થોડીવાર સમુદ્રભણી જોઈ રહી બોલી : ' શી ખબર મારા બાબા અત્યારે કેવી હાલતમાં હશે ! '

મેં દિલાસો દેવાના હેતુથી કહ્યું : ' તેઓ કુશળ જ છે, સીતા.'

સીતાના મોં પર વિહ્વળતાની છાયા ફૂટી નીકળી.

તે બોલી: ' તથાસ્તુ, શ્રીકાન્તબાબુ. તથાસ્તુ ! જો તમે ન મળી ગયા હોત તો મારો વખત કેમ જાત, એની કલ્પના કરતાંયે મને અત્યારે બીક લાગે છે. '

આમ કહી સીતા થોડીવાર મૂંગી બેસી રહી. પછી તે બોલી:

'રંગુનથી મ્રોમ જતાં કેટલો વખત લાગતો હશે ?'

મેં કહ્યું: 'રાત્રે જે મેલ ટ્રેન ઊપડે છે તે બીજે દીવસ સવારે પ્રોમ પહોંચી જાય છે. હું એક વખત ત્યાં ગયો હતો. બહુ સરસ જગા છે.'

સીતા ધારીને જોઈ રહી બોલી : 'સરસ જગા છે ? તો તો સારું. અમારી સાથે જ તમે ત્યાં કેમ નથી આવતા, શ્રીકાન્તબાબુ ?'

હું એકદમ કંઇ જવાબ દઈ શક્યો નહિ.

મને વિચારમાં પડેલો જોઈ સીતાએ ફરીથી કહ્યું : 'એમાં એટલો બધો વિચાર કરવા જેવું શું છે, કહો જોઉં ? બાકી જે ઠામ ઠેકાણા વગર રખડવા જ નીકળી પડ્યો છે, એને પ્રોમ શું, કે બીજી કોઈ જગા હોય તો ય શું,--કશો જ ફેર મને તો દેખાતો નથી. ના, ના, હું કંઈ જ દલીલ સાંભળવા માગતી નથી, તમારે અમારી સાથે આવવું જ પડશે.'

સીતા એ છેલ્લા શબ્દો ખૂબ ભાર દઈને બોલી.

જવાબ દેવાની જવાબદારીમાંથી છૂટકારો મળતાં મેં ખૂબ નિરાંત અનુભવી.

સીતાએ આગળ કહ્યું : 'આ આટલી બધી વિશાળ પૃથ્વી બહાર વિસ્તરેલી પડી છે, પણ એની આપણા દેશની કેટલી સ્ત્રીઓને ખબર પણ હશે ? માત્ર ઇતિહાસ કે ભૂગોળ મોઢે કરી જેઓ પૃથ્વીના સારા નરસાપણા ઉપર અભિપ્રાય આપવા બેસી જાય છે, તેમના પ્રત્યે, મારા મનમાં, હવે દયા પેદા થવા માંડી છે.'

સીતાની બોલવાની રીત સરળ હોવા છતાંયે, હું હસી પડયો. મેં કહ્યું : 'માત્ર સ્ત્રીઓ જ શા સારુ, સીતા, આપણા દેશના કેટલા પુરુષો પણ પોતાના જન્મસ્થાનની સાંકડી દિવાલ છોડી, આ વિશાળ વિરાટ પૃથ્વીની છાતી ઉપર કૂદી પડયા છે ? ઘણાઓ કહેશે કે તક

અને તાકાતનો અભાવ એ જ આનું કારણ છે, પરંતુ હું કહીશ કે મુખ્યત્વે ઇચ્છાનો અભાવ જ આનું એક માત્ર કારણ છે. જેના મનમાં અદમ્ય આશા, ઇચ્છા, અને ઉત્સાહ છે, તેના માર્ગમાંથી હિમાલય જેવડું વિઘ્ન પણ દૂર થઈ જાય છે. મૂળ તો જોઈએ એવી મનની શક્તિ, કે જેની પ્રેરણાથી માણસ ખુદ મૃત્યુને યે આલિંગન દેવા દોડી જાય. ઢચુપચુપણું, ભય, મારગનાં વિઘ્નો અને નિષેધોની વાડો તડોતડ તૂટી જઇ શૂન્યમાં મળી જશે.'

સીતાની પહોળી આંખો ઉત્સાહથી ચમકતી બની ગઈ.

તે બોલી: 'એવી અદમ્ય ઇચ્છાશક્તિનો અભાવ, માત્ર આપણા જ અભાગી દેશમાં જ કેમ દેખાય છે, શ્રીકાન્તબાબુ? આજે યુરોપ સાત સાગર પર રાજ્ય કરે છે, ને ભોગવે છે, પણ એના શરૂઆતના ઇતિહાસમાં આપણે શું જોઇએ છીએ? આપણે જોઇએ છીએ કે યુરોપીય છોકરા છોકરીઓ મૃત્યુની પરવા કર્યા વગર દુસ્તર સાગર પર, દુર્ગમ જંગલમાં, કે વિકટ પર્વતોની ટોચે, નિર્ભય મન લઈને, અને અદમ્ય ઈચ્છાશક્તિ છાતીમાં ભરીને કૂચ કરે છે. તેનું ફળ પણ તેમને તેવું જ ભરપૂર મળ્યું છે. પરંતુ જ્યારે આપણા દેશના આગળ વધતા જુવાનોને માત્ર વિકૃત પ્રેમની ચર્ચા કરવામાં જ પાગલ બની જતા જોઉં છું ત્યારે મને બહુ નવાઈ લાગે છે, મારું મન વ્યથાથી ચીમળાઇ જાય છે. બંગાળી સાહિત્યમાં પણ ઝેરી દુર્ગંધમય કાદવ ઢગલેઢગલા જામી જઈ આખા દેશનાં તરૂણ છોકરા છોકરીઓનાં મનમાં માત્ર ઉપર કહી તેવી જ એક નીચ વિકૃત તૃષ્ણા જગાડયા કરે છે.'

મેં બીતાં બીતાં કહ્યું: 'એ ચર્ચા હવે બંધ કર, સીતા. ચર્ચા તો બહુ થઈ. હવે તો જોઇએ એવા ઉન્નતશિર અને નિર્ભિક બલવાન કર્મવીરોનું લશ્કર, જેઓ ઝાડુ ને કોદાળી હાથમાં લઈ આ

કાદવકીચડ સાફ કરવાના કામમાં લાગી જાય. બાકી માત્ર ચર્ચાઓ કરવાથી તો કંઈજ સરવાનું નથી.'

સીતા બોલી : 'ચર્ચાની પણ જરૂર રહે છે, શ્રીકાન્તબાબુ. અત્યારે બંગાળના સાહિત્યાકાશમાંથી, અભાગીનું એવું નસીબ છે કે ચંદ્ર ને સૂર્ય બંનેયે અસ્ત થઇ ગયા છે. પરિણામે ગાઢ અંધકાર ઊતરી પડ્યો છે. એ અંધારામાં બધાં પતંગિયાં નાચવા મંડી ગયાં છે, અને ગેલમાં આવી જઈ પોતાને ચંદ્રસૂર્ય સમ સમજી આત્મસંતોષ અનુભવી રહ્યાં છે—તેમનો વિચાર કરતાં મારું મન કડવું થઈ જાય છે, અને મારો અંતરાત્મા રડી પડી માત્ર એ જ પ્રાર્થના કરે છે કે હે આથમેલા રવિ અને શશી! તમે ફરી પાછા પધારો! નહિ તો આ અંધકારમાં બંગાળનાં ફૂલના જેવાં નિષ્પાપ નિર્દોષ કુમળાં બાલક બાલિકાઓ ભૂલાં પડવા માંડશે; એમના પર દયા કરી પ્રસન્ન થાઓ, પાછા આવો ! રે, તમે બંને પાછા બંગાળના આકાશમાં ફરીથી પ્રગટો !'

સીતાનો કંઠ ભાવના આવેગમાં આંસુથી રૂંધાઈ ગયો. મારા મનમાં નિરાશાભર્યો ખેદ વ્યાપી ગયો. હું કંઈ પણ બોલ્યા વગર બેસી રહ્યો.

સીતાએ થોડીવાર રહી આગળ ચલાવ્યું : 'બાલિગંજ (હાય રે કમનસીબ બાલિગંજ !), લેક અને પશ્ચિમના સાહિત્યના ઘૃણાજનક અનુકરણથી કહેવાતો સ્વતંત્ર ઉચ્છૃંખલ વ્યભિચારી પ્રેમ જ, નવલકથા સાહિત્યનું મુખ્ય વસ્તુ બની ગયો છે. પડોશીની જુવાન છોકરી, સ્વતઃ સિદ્ધભાવે કોલેજમાં ભણેલી છોકરી જ હોવી જોઈએ ! તે પછી પોતપોતાની રૂચિ અનુસાર કોણ કેટલી હદ સુધી નિંદ્ય ચિત્ર ભાષામાં ઉતારી શકે છે તેની જાણે હરીફાઈ ચાલી રહી છે.'

મેં કહ્યું : 'સાહિત્યકારોને સંયમી કરવાનો ભાર તો વાચકોના

જ હાથમાં છે. તેઓ ધારે તો એક જ દિવસમાં આ બધા અસંયમી, અશ્લીલ, સાહિત્યકારોને સજા કરી શકે છે. તો પછી દોષ એકલા સાહિત્યકારોનો જ કેવી રીતે કાઢવો, કહો જોઉ? વાચકો જ જો જાણી બૂઝીને ઝેર ખરીદી પીતા હોય, તો એમને બચાવવાની ગરજ બહુ થોડા જ માણસોમાં દેખાશે.'

સીતા વિસ્મયથી ફાટેલી આંખે મારી સામે જોઈ રહી.

પછી તે બોલી: 'તમે પણ આવું કહો છો? તમે શું નથી જાણતા કે આપણા દેશના સાધારણ લોકોની આર્થિક અવદશા કેટલી ભયંકર છે? કેટલા બંગાળીઓ ચોપડીઓ ખરીદીને વાંચે છે તે કહી શકશો? સાત કરોડ બંગાળીઓથી વસેલા આ બંગાળ દેશમાં, કહે છે કે માત્ર પાંચસો લાઈબ્રેરીઓ હશે; અને તેય પણ બધી ચોપડીઓ તો ખરીદતી નથી, થોડીઘણી ખરીદે છે. તમે જરા વિચાર તો કરી જુઓ કે જે દેશમાં સાત કરોડ માણસોની વસ્તી છે ત્યાં માત્ર પાંચસો લાઈબ્રેરીઓ તેમની સંપૂર્ણ જરૂરિઆતો કેવી રીતે પૂરી કરી શકે?'

મેં હસીને કહ્યું: 'સોમાં કેટલા બંગાળી ભણેલા હશે તે પણ જરા યાદ કરવા જેવું છે, સીતા.'

સીતા કરડા સ્વરે બોલી: 'કહે છે દશ જણ. એનો અર્થ એ કે સેંકડે પાંચ જણના જ હિસાબે જો વાચકોની સંખ્યા ગણીએ, તો પણ ઓછામાં ઓછી સાતેક હજાર લાઈબ્રેરીઓ હોય તો પણ એમને ક્રમે પૂરી પડી શકે નહિ. છતાં આપણે તો સાંભળીએ છીએ કે આ પાંચસો લાઈબ્રેરીઓ પણ જોઈએ તેવી ચાલતી નથી. એટલે વાચકોમાં જવાબદારીના ભાનની તમે કેટલી આશા રાખી શકો, શ્રીકાન્તબાબુ?'

મારા વિસ્મયની હવે હદ રહી નહિ.

મેં કહ્યું: 'તું શું આ બાબતનો અભ્યાસ કરે છે, સીતા?'

સીતા હસીને બોલી: 'હાસ્તો!' ભણતી વખતે મારું રાત-દિવસનું સ્વપ્ન જ આ હતું. આપણું આ શું થઈ રહ્યું છે એનો જ્યારે વિચાર કરું છું ત્યારે દુ:ખ થાય છે, ને વેદનાથી મારું આખું મન સળગી ઊઠે છે. શું સાહિત્યમાં, શું સ્વાસ્થ્યમાં, શું ચારિત્ર્યમાં, શું ધનમાં, આપણું અધ:પતન એવા ભયંકર વેગથી થવા માંડયું છે, કે હજીયે થોડા દિવસ જો આ ગતિ આવી જ રીતે ચાલુ રહેશે તો મારા જેવી એક અજ્ઞાન છોકરી પણ આ ભવિષ્યવાણી કહી શકે છે કે બંગાળી ડૂબવાનો, ડૂબવાનો ને ડૂબવાનો!'

સીતા ઉશ્કેરાટમાં ચૂપ જ થઈ ગઈ.

તેને શું કહેવું તે હું નક્કી કરી શકું તે પહેલાં જ જટાધારી ઠાકુરનો અવાજ સંભળાયો.

તેઓ બોલતા હતા: 'નહિ ડૂબે, મા, નહિ ડૂબે. થોડાક અધકચરા સાહિત્યકારોની તાકાત નથી કે સનાતન બંગાળને ડૂબાડી દઈ શકે. તું જે જોઈ શકે છે તે બીજું કંઈ નથી, પણ માત્ર ખરાબ પવનને લીધે ઉપર થોડીક ધૂળ વળી છે એ જ છે. જરા જોરથી વંટોળિયો વાશે, કે તરત એ ગંદકી અને ગંદકી વહેતાં મન ક્યાંનાં ક્યાં ઊડી અદૃશ્ય થઈ જશે,—એનો ફરી કંઈ પત્તો જ નહિ લાગે.'

સીતા આવેગમાં ઊઠી ઊભી થઈ, અને સંન્યાસીના પગમાં પડી પ્રણામ કરી બોલી: 'આપનો આશીર્વાદ સફળ હો, પૂર્ણ હો!'

## ૧૩

બીજે દિવસે સવારે હું જાગ્યો ત્યારે પ્રકૃતિ તોફાને ચડી હતી. કૅબિનની નાનકડી ગોળ બારીમાંથી નજર કરી જોયું તો વાદળાંથી આકાશ અને સમુદ્ર એકાકાર બની ગયો હતો. સમુદ્ર પ્રબળ વંટોળિયાનો માર ખાઈ કૂદી ફૂંફાડીને આકાશના હૈયામાં રહી રહીને ડંખ મારવાનો અભિનય કરતો હતો. જહાજ મુશ્કેલીમાં છે એ જાહેર કરનારો ઘંટ વાગી રહ્યો હતો. મારાં માનસચક્ષુ આગળ આવી જ એક ભયંકર તોફાની રાત્રિનું ચિત્ર ખડું થઈ ગયું. મન અને શરીરથી નિષ્ક્રિય અને નિર્જીવ બની, બર્થ ઉપર પડ્યો પડ્યો હું વિચાર કરવા લાગ્યો.

એકાએક મને સીતાના શબ્દો યાદ આવતાં, હું વેગથી બર્થમાંથી નીચે ઊતરી ઊભો. સાથે સાથે હું ડોલતાં ડોલતાં બેસી પડ્યો. જહાજ આટલા પ્રબળ વેગથી ઊંચું નીચું થઈ રહ્યું છે એની આ પહેલાં મને ખબર પડી નહોતી. હું હતું તેટલું બળ ભેગું કરી ઊઠીને ઊભો થયો, અને જહાજની ડોલતી ગતિ સાથે તાલમેળ

રાખીને કૅબિનની બહાર નીકળી દિવાલ પકડી ઊભો, અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

મારી સામે થઇને જહાજનો એક અમલદાર જતો હતો.

મને આ સ્થિતિમાં ઊભેલો જોઇને તે બોલ્યોઃ 'જહાજ ખૂબ ડોલે છે, તમે અંદર જઈને સૂઈ જાઓ.'

મેં કહ્યુંઃ 'છે શું? સાઇકલોન છે?'

અમલદારે ધીમેથી હસીને કહ્યુંઃ 'ના, ના, સાઇક્લોન નથી. ઋતુમાં જેવું સ્વાભાવિક તોફાન સમુદ્રના આ ભાગમાં થાય છે, તેવું જ છે—એથી વધુ કંઈ નથી. ત્રણ ચાર કલાકમાં બધું હતું તેવું થઈ જશે.'

હું એક નિરાંતનો નિશ્વાસ નાખી બોલ્યોઃ 'ઉપકાર!'

આમ કહી મેં આગળ વધવાનો પ્રયત્ન કર્યો.

અમલદારે નવાઈ પામી કહ્યુંઃ 'તમે ક્યાં જશો? ડેક પર જવું બિલકુલ સલામત નથી, એટલે ત્યાં જવાની મનાઈ કરવામાં આવી છે. તમે કૅબિનમાં પાછા જાઓ.'

હું કૅબિનની દિવાલ પકડીને ઊભો હતો તોયે ડોલતો હતો. મેં કહ્યુંઃ 'મારી એક આત્મીયાના ખબર કાઢવા જાઉં છું. તે આ પહેલી જ વાર દરિયાની સફર કરે છે. એટલે...'

અમલદાર વચમાં જ બોલ્યોઃ "તમે મિસ સીતા પાલિતની વાત કરો છો ને? તેમણે તો ક્યારનો યે ઝોળીમાં આશ્રય લીધો છે, અને કુશળ છે.'

મેં કૃતજ્ઞ દૃષ્ટિએ જોઈ કહ્યુંઃ 'અને સંન્યાસી ઠાકુર?'

જોયું તો અમલદારના મોં પર જરા હાસ્યરેખા ફૂટી નીકળી તરત અદૃશ્ય થઇ ગઈ. તે બોલ્યોઃ 'સમજ્યો, તમે સાધુની વાત

કરે છે. તેમને પણ અવશ્ય ખૂબ પ્રયત્ન અને પરિશ્રમપૂર્વક ઝોળી પર લેવામાં આવ્યા છે. પરંતુ તેમણે ખૂબ ગુસ્સે થઈ જઈ બૂમો પાડવા માંડી છે. તમે અત્યારે એક ડગલું પણ ચાલી નહિ શકો. ચાલો, હું તમને કેબિનમાં લઈ જાઉં.'

સાચે જ, એક ડગલું પણ ચાલવું મારે માટે તે વખતે અસંભવિત બની ગયું હતું. આવી પરિસ્થિતિના અનુભવી, જાણકાર અને તાલિમ પામેલા ઓફીસરના શરીરને વળગીને મેં કેબિનની અંદર પ્રવેશ કર્યો, અને એક ઝોળીમાં આશ્રય લીધો.

અમલદારને ધન્યવાદ આપું તે પહેલાં તો તે બહાર નીકળી ગયો હતો.

હું ઝોળીમાં સૂતો સૂતો હીંચકા ખાવા લાગ્યો. બાળપણમાં ઘોડિયામાં સૂતાં હીંચકા ખાધા હશે કે નહિ ખાધા હોય, હીંચકા ખાવાનો અનુભવ હતો કે નહોતો, કશુંયે મારી તે વખતની પરિસ્થિતિમાં લેશ માત્ર પરિવર્તન કરી શકે તેમ નહોતું. હું ભયંકર વેગથી ઝોલા ખાવા લાગ્યો.

અમલદારે બહાર નીકળતા પહેલાં પેલી ગોળ ઉઘાડી બારીનું મોં ઢાંકણા વડે બંધ કરી નાખ્યું હતું. એટલે બહાર શું તાંડવ ચાલી રહ્યું છે તે કશુંયે મને દેખાતું નહોતું. માત્ર ભયંકર હીંચકવાની અંદર વચમાં વચમાં કોઈ વિકટ રાક્ષસી ક્રોધ—ગર્જનાનો ભીષણ અવાજ બંધ ઓરડાની બહાર, હાહાકાર કરી પછડાઈ પડતો સંભળાતો હતો.

તેને ફરી સીતા યાદ આવી ગઈ હું વિચાર કરવા લાગ્યો કે ભૂતકાળમાં જીવનના માર્ગનું અનુસરણ કરતાં જેનો જરાક પરિચય, જેવો થયો તેવોજ બીજા અનેક એવા પરિચયોની પેઠે કાળની વિસ્મૃતિના

ખોળામાં લુપ્ત થઈ ગયો હતો, તે જ બાલિકા આજે પરિપૂર્ણ નારી રૂપે વિકસીને ફરી મારા ગમનમાર્ગમાં આવી ઊભી હતી. જેને હું બિલકુલ ઓળખતો જ નહોતો કહું તો ચાલે, જેની સ્મૃતિ મારા મનના ભંડારમાં સંચિત કરી રાખવા જેવો કોઈ જ પ્રસંગ બન્યો નથી, તે જ બાલિકાએ મારી અજાણમાં બે બે વરસ સુધી મારો અભ્યાસ કર્યા કર્યો છે.

હું વિચાર કરવા લાગ્યો કે જેને ઓળખવાની મને તક મળી નથી, તેણે મારી જાણ બહાર મને ઓળખી લીધો છે. એવી પરિસ્થિતિ અસહ્ય બન્યા વગર રહી શકતી નથી.

છેલ્લા બે દિવસથી જે આદર સત્કાર અને સ્નેહ સીતાની પાસેથી હું પામ્યો છે, તે શું કોઈ અપરિચિતની પાસેથી મળવાનો મુદ્દલે સંભવ હતો? ના, બિલકુલ નહિ. સીતાએ બે વરસ સુધી છૂપી રીતે મને જોયો છે, મારા સ્વભાવ અને પ્રકૃતિથી તે પૂરી વાકેફ બની ગઈ છે, મને ઓળખી ગઈ છે. તેથી પેલી રાતે તેના દારૂડિયા બાપે એક ગણિકાને સમાજમાં ચલાવી લેવાની જીદ કરી ત્યારે હું ખાધા વગર ચાલ્યો જતો હતો એ જોઈ, બહાર દોડી આવી મને ભૂખ્યા ન જવાનો આગ્રહ કરવાની હિંમત સીતા કરી શકી હતી. તે રાતે તેના મોં પર જે આંતરિક દુઃખની છાયા ફૂટી નીકળી હતી તે આજે પણ હું જોઈ શકું છું.

સીતા પોતાના દારૂડિયા, લંપટ બાપને જોવા દૂર બ્રહ્મદેશના ઉત્તર પ્રાંતના એક શહેરમાં જઈ રહી છે. જઈને કદાચ એ પોતાના માંદા બાપનું મોં જોવા પામશે કે કદાચ નહિ પણ પામે.

નહિ પામે તો? સીતાના પહોંચતા પહેલાં જ જો એના બાપ પરલોક સિધાવી ગયા હશે તો? મારો વિચારપ્રવાહ અટકી

ગયો. જાણે મને પિતૃશોકથી છાતીફાટ આક્રંદ કરતી અભાગી બાળા દેખાવા લાગી. ચારે તરફ ટોળે મળેલાં બર્મી સ્ત્રીપુરુષોનું ટોળું કુતૂહલથી જોઈ રહ્યું છે અને વિધવિધ અભિપ્રાય પ્રગટ કરી રહ્યું છે.

આ વિચાર મને અસહ્ય બની ગયો. મેં જોર કરી આ વિચારમાંથી મન પાછું વાળી લીધું.

અકસ્માત એક પ્રબળ ધક્કાથી કેબિનની એક નાનકડી બારીનું ઢાંકણું ઊઘડી ગયું. હૂ હૂ કરતા ઠંડા પવને નાનકડી કેબિનમાં દાખલ થઈ, મારા ગરમ મગજને ઠંડું કરી નાખ્યું.

મેં સમુદ્ર ભણી નજર કરી. મારી આંખો ત્યાંજ ઠરી ગઈ. જોયું તો હાથીની પેઠે સૂંઢ ઊંચી કરીને વિરાટ મોજાંનો સમૂહ અકલ્પ્ય વેગથી દોડી આવી જહાજ ઉપર પછાડ ખાઈને પડતો હતો. એકી સાથે જાણે સેંકડો વીજળીઓ સમુદ્રના પેટાળમાં ભયંકર અટ્ટહાસ્ય કરી સંતાકુકડી રમે છે. મારાં મન અને હૃદય શ્રી ભગવાનનું આ વિરાટ રૂપ–ઐશ્વર્ય જોઈ, મૂઢ, ભયભીત, સંત્રસ્ત અને જડ બની ગયાં. મારી નિષ્પલક દૃષ્ટિ જોઈ જોઈને અર્થહીન બની ગઈ. હું શું વિચાર કરવા લાગ્યો, શું વિચાર કરવાનો પ્રયત્ન કરતો હતો, કશાયનું મને ભાન રહ્યું નહિ. હું તો માત્ર જોઈ રહ્યો. આંખ પાછી વાળી લેવાની શક્તિ રહી નહિ એટલે જોઈજ રહ્યો.

એવી અવિશ્વસનીય ભયંકર અવસ્થામાં પણ માણસ ઊંઘી શકે, તેમાંયે પાછો હું,—જેની ઊંઘ એક સાધારણ અવાજથી પણ ઊડી જાય છે—તે ઊંઘી શકું, તે આજનો અનુભવ ન હોત તો હું કદાપિ માની શકત નહિ.

પરંતુ, હું ઊંઘી ગયો હતો કે બેભાન બની ગયો હતો એ મારો સંશય કોણ કાપશે? જો એવી પરિસ્થિતિમાં હું ઊંઘી ગયો હોઉં તો બીજો કોઈ ન આપે તો પણ હું મને પોતાને અસંખ્ય

ધન્યવાદ આપું છું. અને જો ભાન જ ભૂલી ગયો હોઉં તો ફરી ભાન પાછું મળવા માટે દયામય શ્રી ભગવાન તરફ શત કોટિવાર કૃતજ્ઞતા પ્રગટ કરું છું.

જાગતાં જ હું સમજી શક્યો કે જે ભયંકર દૃશ્યમાં હું ઊંઘી ગયો હતો, તે અભૂતપૂર્વ ભયંકર દૃશ્યપટ બદલાઈ ગયું હતું. સમુદ્ર શાંત થઈ ગયો હતો. આકાશ વાદળાંથી મુક્ત બની ગયું હતું અને સૂર્ય ફરી હસતો હસતો તપ્ત કિરણો વેરતો હતો. મારી ડાળી હવે ઝૂલતી નહોતી. જહાજ મુશ્કેલીમાં હોવાનો ઘંટાધ્વનિ હવે સંભળાતો નહોતો.

હું એકદમ નીચે ઊતરી પડ્યો.

ઓચિંતાનો નિતાઇનો કંઠસ્વર મારા કાનમાં પ્રવેશ્યોઃ ‘ દાદાબાબુ ? ’

મેં ઉત્સાહથી અધીરા બની એકદમ જોરથી બારણાં ઉઘાડી નાખ્યાં.

જોયું તો મુરબ્બી નિતાઈચંદ્ર નિર્જીવ જેવા શરીરે બંને ઘુંટણ પર માથું રાખી બારણા આગળ બેસી રહ્યા હતા. કેવો ભયંકર પ્રલય તેના શરીર ઉપર થઇને વહી ગયો હોવો જોઇએ એ મને સમજતાં વાર ન લાગી. અમારાં જેવી ડાળીનું સૌભાગ્ય એના નસીબમાં નહોતું. તેને તો નોકરોના ઓરડામાં ભોંય પર ગુલાંટિયાં ખાતા પ્રલયના હીંચકા સહેવા પડ્યા હશે.

ઉદ્વેગથી આકુલ સ્વરે મેં કહ્યું: ‘ તારી દિદિમણિ, જટાધારી ઠાકુર વગેરે બધાં કેમ છે, નિતાઇ ? ’

નિતાઈએ ખૂબ ધીરે ધીરે મોં ઊંચું કરી મારી સામે જોયું.

પછી મહા કષ્ટે બોલ્યો: 'દિદિમણિ મજામાં છે, દાદાબાબુ! કહે છે ખૂબ લહેરથી હીંચકા ખાધા છે.'

મારા મન પરથી એક ભારે બોજો ઊતરી ગયો.

પછી મેં કહ્યું: 'અને જટાધારી બાબા?'

મેં જોયું તો નિતાઈનું મોં વિકૃત બની ગયું.

તે બોલ્યો: 'દાદાઠાકુરે જે નામ કાઢયું છે, દાદાબાબુ! તે યાદ આવતાં જ મને ઊલટી થવા જેવું થાય છે.'

મેં અધીર બની પૂછ્યું: 'તારી ઊલટી હમણાં રહેવા દે, નિતાઈ, તું બાબાઠાકુરની જ વાત કરને.'

નિતાઈ અચકાતો ખચકાતો બોલ્યો: 'એ વાતમાં કંઈ માલ નથી, દાદાબાબુ! એકલા બાબાઠાકુરની ઊલટીથી જ પત્યું નથી. એ ઉપર વળી જે ખરાબ કર્મ તેઓ કરી બેઠા છે તેથી જહાજ કંપની એમની કેબિન જ પાછી લેવાની ના પાડે છે.'

હું હસવું ખાળી શક્યો નહિ; હસતાં હસતાં બોલ્યો: 'તું અહીં જ ઊભો રહે, નિતાઈ! હું જરા એમના ખબર કાઢી આવું.'

નિતાઈ બોલ્યો: 'ભલે. પરંતુ બાબાઠાકુરની કેબિનમાં, જો જો, ભૂલથી પણ ડોકિયું ન કરતા. નહિ તો તમારો છૂટકો નહિ થાય.'

'ભલે, ભલે, તારે હવે ડહાપણ ડોળવું નહિ પડે.' ઓચિંતો સીતાનો વીણાને યે શરમાવે તેવો કંઠસ્વર સંભળાયો.

જોયું તો સામે જ શ્રીમતી સીતા હસતે મોઢે ઊભી હતી. હું સીતાના મોં સામે જોઈ કેટલોક સમય કંઈ જ બોલી શક્યો નહિ. વિચાર કરવા લાગ્યો કે મારી નિર્બળતાનો બચાવ શું કરવો?'

# ૧૪

સીતા હસીને બોલી: 'તમારી મને કેટલી બીક લાગતી હતી !'

' મારી ? '

હું નવાઈ પામી સીતાના મોં સામે જોઈ રહ્યો.

સીતા સ્મિત ભર્યા મોઢે બોલી : ' મને તો બીક લાગી હતી કે તમે પોતાને આફતમાં નાખી અમારા વાસ્તે બાવરા બની દોડા દોડી કરશો. '

સીતા મશ્કરી કરે છે કે નહિ એ વિષે નિઃસંદેહ ન થઈ શકવાથી મેં કહ્યું: ' એ આફતમાં બહાર નીકળી એકલા ચાલવું પણ મારી શક્તિ બહારનું હતું તે હું તરત સમજી ગયો હતો. એ તો ઠીક, પણ તને જોઈને, તો, તેં કોઈ ખાસ અગવડ ભોગવી હોય એવું નથી લાગતું. '

સીતા હસતાં હસતાં બોલી: ' જરા ચક્કર આવતાં હતાં એટલું જ. આટલા જોરથી અને આટલા બધા વખત સુધી હિંચકા ખાવાની ટેવ નહિ ખરીને ? '

બોલતાં બોલતાં સીતાનું મોં એકાએક મ્લાન થઈ ગયું.

તેણે થોડી વાર મૂંગી રહી ફરીથી કહ્યું: 'પરંતુ જટાધારીકાકા સંબંધમાં શી વ્યવસ્થા થઈ શકે, કહો જોઉં?'

મેં દુઃખી થઈ કહ્યું: 'એમની અવસ્થા શું ખૂબ ચિંતાજનક છે?'

'ચિંતાજનક? કલ્પનાતીત અકથ્ય અવસ્થામાં તેઓ નિર્જીવ બની પડેલા છે. એમના જેવા વિરાટ શક્તિશાળી પુરુષ આટલા બધા બેહોશ થઈ જશે એવી તો મને કલ્પના પણ નહોતી.' સીતા શુષ્ક અવાજે બોલી.

'જરા હઠીયે, માજી!'

અમે ચકિત થઈને જોયું તો જહાજના બે મહાર હાથમાં ઝાડુ અને ડોલ લઈને આવ્યા હતા, અને તેમની પાછળ જહાજનો મેટ ઊભો હતો.

સીતા મારી કેબિનમાં જતી રહી.

મહારોના ગયા પછી મેં મેટને કહ્યું: 'સંન્યાસી ઠાકુરની કેબિન સાફ કરવાની છે, મેટ!'

કોટે વિનયપૂર્વક ખબર આપી કે એમની જ કેબિન સાફ કરીને તેઓ આવ્યા હતા.

મેં નિરાંત અનુભવી કહ્યું: 'સંન્યાસી ઠાકુર જાગ્યા છે, કે હજીયે જાગ્યા નથી?'

મેટ ધીમેથી હસીને બોલ્યો: 'તેઓ બાથરૂમમાં પેઠા છે, હજુર.'

મેટના ગયા પછી, સીતા નિરાંતનો નિઃશ્વાસ નાખી એક ગોળ ખુરશી પર બેઠી, અને નિતાઈને કહ્યું:

'હવે તારે ચિંતા નહિ કરવી પડે, બુદ્ધિમાન! હવે એમના નાસ્તાનો બંદોબસ્ત કરી આપ, જા.'

નિતાઈ બોલ્યો: 'તમારે માટે શું કરું, દિદિમણિ ?'

સીતાએ મારી સામે જોયું.

મેં કહ્યું: 'મારે વાસ્તે ફક્ત એક કીટલી ગરમ પાણી હશે તો બસ થશે, નિતાઈ.'

જોયું તો મારા શબ્દો સાંભળી સીતાનું મુખ પ્રફુલ્લ બની ગયું હતું. તે બોલી: 'તો તમારાં સ્નાનાહ્નિક જરા વહેલાં વહેલાં પતાવી લો. હું પણ સ્નાન બાન પતાવી લઉં.'

આમ કહી સીતા બીજા પ્રશ્નનો વખત આપ્યા વગર બહાર નીકળી ગઈ.

તે દિવસે નાસ્તા પછી જ્યારે અમે ડેક પર જઈને ઊભા, ત્યારે સાડાદશ વાગ્યા હતા. ડેક પર બહુ જ થોડાં માણસો દેખાતાં હતાં. અમે બે ડેક–ચેર લઇ રેલિંગની પાસે બેઠાં.

સમુદ્રે થાકેલા બાળકના જેવો શાંત ભાવ ધારણ કર્યો હતો. માત્ર થોડાક જ કલાક પહેલાં, તેણે જે ભીષણ રૂપ ધારણ કર્યું હતું, તે કદી પણ ફરી શાંત થશે એવી કલ્પના કરવાનું પણ આપણા જેવા સાધારણ માણસને માટે શક્ય નહોતું.

સીતા સમુદ્ર ભણી જોઈ ઘણુંખરું આ જ બાબતનો વિચાર કરી રહી હતી.

તે મોં ફેરવી બોલી: 'મને લાગે છે કે ક્ષુબ્ધ સમુદ્રનું રૂપ જોઇને જ રૂદ્રની કલ્પના આવી હશે. એક તરફ મહાદેવ, શિવ, સ્વયંભુ, શાંત, ઉદાર, સરળ શિશુની પેઠે, જે કાંઈ વરદાન જે માગે, તે તેને કંઈપણ વિચાર કર્યા વગર, આપે છે. અને સ્વયં ભોળા

સદાશિવ કોળિયો અનાજને માટે અન્નપૂર્ણાને તિરસ્કાર સહન કરીને પણ બારણે બારણે ભીખ માગતા ફરે છે. સેંકડો તિરસ્કાર કે લાંછનાની એમના ચિત્ત પર જરાયે અસર થતી નથી. બીજી તરફ જો કદી કોઈવાર ક્રોધે ભરાઈ તે રૂદ્ર સ્વરૂપ ધારણ કરે છે તો તરત જ દશે દિશાએ ધ્વંસ–લીલા શરૂ થઈ જાય છે. એ સંહારમૂર્તિ જોઈ ત્રિભુવન કંપવા માંડે છે. એ રૂદ્રરોષની સામા થવાની કોઈ દેવદેવીની પણ તાકાત નથી. પછી જ્યારે રોષ ઊતરી જાય છે ત્યારે ફરી પાછું શાંત શિશુના જેવું રમતિયાળ ચંચળ સ્વરૂપ બની જાય છે.'

હું મૂંગો મૂંગો સાંભળી રહ્યો હતો. બોલ્યો: 'તેં ખૂબ વાંચ્યું છે, સીતા. તારી કલ્પનાનું રૂપ જોઈ સાચે જ હું વિસ્મય પામી ગયો છું !'

સીતાએ થોડી વાર પોતાની વિશાળ પહોળી આંખો મારા મોં પર રાખી, ફરી સમુદ્ર ભણી નજર ફેરવી લીધી. અને કંઈ પણ બોલ્યા વગર મૂંગી મૂંગી જોઈ રહી.

કેટલીક વાર પછી સીતા બોલી: 'આજે સમુદ્ર પર આપણો છેલ્લો દિવસ છે.

હું જોઈએ તે કરતાં વધારે ઉત્સાહમાં આવી જઈ બોલ્યો : 'આજનો દિવસ ને રાત વીતે એટલે હાશ ! બાબા ! આમ જળકુક-ડીની પેઠે બંધાઈ રહેવું મને નથી ગમતું.'

સીતા થોડીક વાર સ્થિર દૃષ્ટિએ મારા મોં સામે જોઈ રહી, પછી બોલી : 'જો નથી જ ગમતું, તો કોણે તમને માથાના સમ ખવડાવી બંધાઈ રહેવાનું કહ્યું છે, શ્રીકાન્ત બાબુ ?'

હું હસી પડયો. બોલ્યો: 'મને એક વખત એક ભદ્રપુરુષે કહ્યું હતું, કે તમારા મસ્તિષ્કમાં એક જાતનો કીડો છે જે અમથો અમથો તમને રખડાવ્યા કરે છે. કેમે યે તે તમને શાંત થઇ નિરાંતે બેસવા દેતો નથી. હું કોઈ કોઈ વખત વિચાર કરું છું કે કદાચ એ ભદ્રપુરુષની વાત સાચી હશે.'

સીતા મારી મજાક કરી હસી નહિ. તે થોડો વખત બેધ્યાનપણે બેસી રહી બોલી: 'અને હું શું વિચાર કરું છું જાણો છો? હું વિચાર કરું છું કે જેને ત્રણ દિવસ રહેવું પણ ઘરકુકડી જેવું લાગે છે તેણે ત્રણ વરસ કાઢયાં કેવી રીતે?'

ચર્ચાની દિશા બદલવા માટે મેં કહ્યું: 'તું હમણાં થોડા દિવસ પ્રોમ રહેવાની છે ને, સીતા?'

સીતાએ કંઈ જવાબ ન દીધો એ જોઈ હું નવાઇ પામી તેની તરફ જોઈ રહ્યો.

બહુવાર પછી સીતા બોલી: 'બધાનો આધાર બાબાની ઇચ્છા ઉપર છે, શ્રીકાન્તબાબુ!'

સીતાને ઉત્સાહ આપવા માટે મેં કહ્યું: "બ્રહ્મદેશ એવો દેશ છે કે એક વખત ત્યાં જઈ પહોંચ્યા કે એ ગમી ગયા વગર રહેજ નહિ આ જળકુકડી જેવા સમુદ્રપ્રવાસ પછી, બ્રહ્મદેશ કોઇ અભિનવ રૂપ ધારણ કરી આવનારને દર્શન દે છે. હું જ્યારે ત્યાં પહેલવહેલો ગયો, ત્યારે એની રજકણે રજકણ સુદ્ધાં દરેક પદાર્થે મને મુગ્ધ કરી નાખ્યો હતો. માત્ર આજે હવે—'

સીતા મારા ઉત્સાહના વેગને ઠારી દઈ બોલી: 'એટલા માટે ત્યારે તો જન્મભૂમિનો ત્યાગ કરી એ દેશ તરફ નીકળ્યા લાગો છો, શ્રીકાન્તબાબુ?'

સીતાના નીરસ શુષ્ક કંઠસ્વરમાં મેં પરમ વિસ્મયનો અનુભવ કર્યો. મેં કહ્યું : 'તને પણ એ ગમી ગયા વગર નહિ રહે.'

સીતા શબ્દેશબ્દ ઉપર ભાર દઇ બોલીઃ 'મારી જન્મભૂમિને માટે હું સ્વર્ગના પ્રલોભનનો પણ ત્યાગ કરવા તૈયાર છું.'

હું વગરકારણે ખડખડાટ હસી પડચો.

એવામાં શ્રીમાન નિતાઈચંદ્ર આવીને બોલ્યા : 'ભાત, શાક થઈ ગયાં છે, દિદિમણિ !'

હું વિસ્મય પામી જોઈ રહ્યો, બોલ્યોઃ 'ભાત, શાક ! શું કહે છે, નિતાઈ?'

નિતાઈ બોલ્યો : 'હા, દાદાબાબુ, ભાત, શાક ! દિદિમણિએ નીચેના હિંદુસ્તાની ભંડારીને બોલાવીને ઓર્ડર આપ્યો હતો.'

સીતા હાસ્યહીન મુખે ઊઠીને ઊભી થઈ, અને નિતાઈની સામે જોઈ બોલીઃ 'એને આપી જવાનું કહે, નિતાઈ !'

નિતાઈ ઝડપથી જતો રહ્યો.

સીતા નીચું જોઈ બોલીઃ 'આવો.'

મેં ના પાડતાં કહ્યુંઃ 'પરંતુ મને તો જરાયે ભૂખ નથી, સીતા.'

'ના, છે. ચાલો.'

આમ કહી સીતા બે ડગલાં આગળ થઈ, અને હું આવું છું કે નહિ તે જોવા એકવાર તેણે મોં ફેરવ્યું.

સીતાના મ્લાન મુખ સામે જોતાં, આગળ કંઈપણ વાદવિવાદ કરવાનું મન ન થતાં હું ઊઠીને ઊભો થયો, અને તેની પાછળ ચાલ્યો.

જટાધારી ઠાકુરની કેબિનની નજીક પહોંચતાં જ સાંભળ્યું કે

તેઓ નિદ્રાવશ છે. તેમના વજ્રપાત જેવા નાકનો અવાજ દિવસે પણ પ્રચંડ લાગતો હતો.

સીતા એક ગાલિચો વાળીને કેબિનની ભોંય પર પાથરી દઈ બોલી : 'વારૂ, દરરોજ દર વખતે ના ન કહો તો શું પુરુષત્વનો પરિચય નહિ આપી શકાતો હોય ? જ્યારે લાગ મળ્યો ત્યારે આંખમાં આંગળી નાખી, અમે પર છીએ, એવું દેખાડી દેવાની કોશીશ શું કરવા કરો છો કહો જોઉં ? શું અમે તમારાં કોઈ નથી ? તમને એમ કરવાથી શો લાભ થાય છે કહેશો ?'

સીતાનો કંઠસ્વર છેલ્લા શબ્દો બોલતાં ભારે થઇ ગયો. તે ચૂપ થઈ ગઈ.

શું જવાબ દેવો તે મને સૂઝયું નહિ. મેં મ્લાન હસીને કહ્યું: 'પરંતુ......'

જોરથી મને બોલતો અટકાવી સીતા બોલી : 'મારે પરંતુ બરંતુ કાંઈ સાંભળવું નથી. તમે તો એવું જ કહેવાના કે અમે પર નથી તો કોણ છીએ? પરંતુ હું પૂછું છું કે પોતાનાં ને પારકાંની કોઈ સીમા-રેખા આજસુધીમાં કોઈ નક્કી થઈ છે ખરી ? હું તો જોઉં છું કે માનો જણ્યો ભાઈ સગાભાઈને ધનના લોભે મારી નાખે છે, ઝઘડો કરે છે, કોર્ટ કચેરીએ ચડાવી પાયમાલ કરી નાખે છે—એ સારો—એને નહિ તો કોને તમે પોતાનાં કહેશો, કહો જોઉં ?'

મને શ્વાસ ચડી ગયો હતો. મેં કહ્યું : 'મારા સમ, સીતા, હવે બહુ થયું. કારણ કે જે બોલવાનું તો દૂર રહ્યું, પણ જેની મેં કલ્પનાયે કરી નથી, એને માટે જો તું મને આવી રીતે સજા કરે તો શું એ અન્યાય ન કહેવાય ?'

સીતા જરાપણ ભોંઠી પડ્યા વગર બોલી : 'પહેલાં હું સમજતી

કે મારી એ સ્નેહમયી સાક્ષાત્ દેવીસમી દિદિના સંસર્ગમાં વાસ કરીને, તમે બીજું કંઈ ન શીખ્યા હો તો પણ સ્ત્રીનું મન કેવી રીતે અતિ તુચ્છ આઘાતથી મરું મરું થઈ જાય છે એટલું તો જાણી શક્યા હશો. પરંતુ હવે જોઉં છું તો મારી જ ભૂલ થઈ હતી. જેઓ સ્ત્રીના મન સંબંધી સંપૂર્ણ બિનઅનુભવી હોવા છતાં પણ જોર-શોરથી પોતાને અનુભવી અને લાગણીવાળા જાહેર કરે છે એમાંના તમે પણ એક છો.'

મેં આહત સ્વરે કહ્યું: 'મેં કદી પણ તેવો દાવો કર્યો નથી, સીતા.'

'એથી જ તો મારી ભૂલ થઈ હતી. જેઓ જાહેર કરતા ફરે છે તેમને તો ઓળખતાં વાર જ લાગતી નથી! પરંતુ જેઓ મૂંગા રહે છે તેમના જ સંબંધમાં માણસ ભૂલ કરી બેસે છે. એક વાત કહું તો મને માફ કરશો?'

સીતાએ મારી સામે એકીટશે જોયું.

મેં આંખ ફેરવી લઈ કહ્યું: 'બોલ.'

સીતાના મોં પર બહુવાર પછી સ્વાભાવિક મૃદુ હાસ્ય ફૂટી નીકળ્યું. તે બોલી: 'હવે પછી ભવિષ્યમાં કદીપણ સ્ત્રીનો મુખભાવ જોઈ તેનું દિલ ઓળખી શક્યા છો સમજી બડાઈ મારતા ફરશો નહિ.'

સમજી ન શકવાથી મેં પૂછ્યું: 'તારો હેતુ ન સમજાયો, સીતા.'

સીતા જરા લજ્જિત સ્વરે બોલી: 'એમાં એવું અઘરું તો કશુંયે નથી; શ્રીકાન્તબાબુ. તમે શું નથી જાણતા કે સ્ત્રીનું હૃદય જ્યારે નિર્મમ પીડાથી રીબાય છે ત્યારે પણ તે મુખ પર મધુર હાસ્ય ખીલવી શકે છે? પુરુષ તે વખતે જ ભૂલ કરે છે. પરંતુ સ્ત્રીની નજરે પુરુષનું એક છળ ગુપ્ત રહેતું નથી.'

આવી ચર્ચામાં ભાગ લેવાની તક મને મારા જીવનમાં બહુ

ઓછી મળી છે. ઉપરાંત આવા વિષયની ચર્ચા કરવાનો પૂરતો અનુભવ મને છે કે નથી એ વિષે પણ નિઃસંદેહ ન થઈ શકવાથી મેં કહ્યું :

"પુરુષો દરેક વખતે સ્ત્રીઓની પેઠે સૂક્ષ્મ દૃષ્ટિ અને સહજ અનુભવના જોરે ઊંડું પૃથક્કરણ કરી શકતા નથી એ તારી ફરિયાદનો સ્વીકાર કરવામાં મને શરમાવા જેવું લાગતું નથી, સીતા. પરંતુ એથી કરીને તેઓ દરેક વખતે સ્ત્રીના સ્વમાનને આઘાત કર્યા કરે છે એવી ફરિયાદને હું ટેકો આપી શકતો નથી. કારણ કે અજ્ઞાનથી થતો આઘાત અને સ્વેચ્છાથી થતો આઘાત—એ બે વચ્ચે પુષ્કળ ભેદ છે.'

સીતા ધીમું હસીને બોલી: 'પરંતુ તમે જ તો કહો છો કે અજ્ઞાનનો એક તક--સુયોગ તરીકે ઉપયોગ ન કરી શકાય.'

હું હસી પડ્યો.

મેં કહ્યું : 'અજ્ઞાન એક સુયોગ છે કે દુર્યોગ છે તેની સાબિતી હમણાં જ થઈ ગઈ છે, સીતા. એટલે પહેલી કહેવત નથી કે ઘા ઉપર મીઠું—એવું જ તે કર્યું ને?'

સીતા થોડીવાર મારા મોં સામે એકીનજરે જોઈ રહી, પછી બોલી: 'પરંતુ મને લાગે છે કે અજ્ઞાનની જેમ એક નિર્દોષ બાજુ છે, તેમ બીજી તરફ ભારે અપરાધ પણ તેને જડાયેલો છે. તે ક્ષેત્રમાં પણ, માણસ, જો એ સમજતો નથી, જાણતો નથી, તેની શરમ ઢાંકવા માટે ગમે તે કંઈ બોલી નાખવા માટે તલપાપડ ન બને, અને મૂંગો રહેવાની ટેવ પાડે, તો જગતનું ઘણું દુઃખ, ઘણી વેદના આપોઆપ જ દૂર થઈ જાય.'

'કદાચ થાય, પરંતુ મુશ્કેલી એ છે કે એ થવાનું નથી. હું એવા ઘણા માણસોને ઓળખું છું કે જેઓ અંગ્રેજીનો આંકડો પણ શીખ્યા નથી, તો પણ વાતવાતમાં ખોટા અંગ્રેજી શબ્દો ઘુસાડીને જ બોલે છે. તેઓ કદાચ એવું સમજતા હશે કે બે અંગ્રેજી શબ્દો નહિ

વાપરી શકીએ તો બીજા તેમને મૂરખ ઠરાવશે ! પરંતુ તેઓ સમજતા નથી, સીતા. તેમના અશુદ્ધ ખોટા અંગ્રેજી શબ્દો અને ઉચ્ચારને લીધે જ તેમની મૂર્ખતા વધારે તો પ્રગટ થાય છે. સાચું કહું છું, માણસના મનનું આ અસહ્ય કંગાલપણું જોઈ મને બહુ વેદના થાય છે. પરંતુ સહન કર્યા વિના બીજો કોઈ ઉપાય નથી. એટલે તું જેની આશા રાખે છે તે થવાનો સંભવ નથી, સીતા.'

સીતા આશ્ચર્ય પામી બોલી : 'સંભવ નથી, કેમ ?'

'નથી માટે નથી. પોતાનાં અજ્ઞાન અને મૂર્ખતા પોતે પોતાની જાતે કબૂલ કરી લે એવું ડહાપણ જો એમનામાં જ હોત, તો પછી એમને અજ્ઞાન કે મૂર્ખ કોણ કહેત ?'

એટલામાં નિતાઈ અને તેની પાછળ દેશી ભંડારવાળો નોકરની પાસે ભાત વગેરે ઉંચકાવીને આવી પહોંચ્યો.

સીતા ચમકીને એકદમ ઊભી થઈ ગઈ અને ઠામ મૂકવાની જગા બતાવી મારી સામું જોઈ બોલી : 'હવે મોડું નહિ કરશો, જે જે ભાવે તે બે કોળિયા ખાઈ લો, શ્રીકાન્તબાબુ.'

ખાસ્સું રૂઈ માછલીનું શાક જોઈ મારા વિસ્મયની કંઈ હદ રહી નહિ. મેં કહ્યું: 'આવું અસંભવિત કેવી રીતે સંભવિત બન્યું ?'

ભંડારવાળો બધું મુકાવી જતો રહ્યો હતો. એટલે જવાબ દીધો નિતાઈએ. તેણે કહ્યું: 'મેં દિદિમણિને ખબર આપી, દાદાબાબુ, કે ખલાસીઓએ ડાયમંડ બંદરના મુખ આગળ બે મોટી રૂઇ માછલીઓ પકડી હતી અને એક ટાંકીમાં જીવતી રાખી હતી. તેમાંની એક તેમણે થોડા વખત પછી ખાઈ નાખી હતી; અને બીજી રીતે તે વેચવાનું કહેતા હતા—આથી દિદિમણિએ મને હુકમ કર્યો કે...''

નિતાઈને વચમાં જ અટકાવી સીતા બોલી : 'હવે બોલી રહયો, બુદ્ધિમાન ! જા, જટાધારીકાકાના જરા ખબર કાઢી આવ.'

નિતાઈ મોં ચડાવી બોલ્યો: 'અહીં રહ્યે રહ્યે યે એમનું નાક કેવું બોલે છે તે સંભળાય છે!'

સીતા મહામહેનતે હસતું ખાળી રાખી મુખ પર કૃત્રિમ ગાંભીર્ય ધારણ કરી બોલી: 'તને ના નથી કહી કે આવી રીતે વાત ન કરવી?'

નિતાઈ મોં બગાડી બોલ્યો: 'કહી છે. પરંતુ નાક બોલે તેને શુદ્ધ ભાષામાં શું કહેવું તે મને તમે ક્યાં શીખવાડ્યું છે?'

આમ કહી નિતાઈ, સીતા ફરી કંઈ ઠપકો આપે તે પહેલાં તો કેબિનમાંથી બહાર નીકળી ગયો.

સીતા હાસ્યના આવેગથી જાણે બેવડ વળી જતી હતી. હસવાનો જુસ્સો ઓછો થતાં તે બોલી: 'ક્યાં, શરૂ કરો.'

મેં કંઈ પણ બોલ્યા વગર, છેલ્લા ત્રણ દિવસ ગમે તે ખાધેલું એટલે ખૂબ સંતોષપૂર્વક ભોજનની થાળી ખેંચી લીધી.

## ૧૫

ભોજન સમાપ્ત કરી, સીતાની રજા લઇ હું કેબિનમાં પાછો આવ્યો, અને આરામ માટે સૂઈ ગયો.

આજે જહાજ પર છેલ્લો દિવસ હતો. આવતી કાલે સવારે રંગુન આવી જવાનું. છેલ્લા ત્રણ દિવસ મેં જે રીતે વ્યતિત કર્યા હતા, તે જેમ મારે મન અણુધાર્યું હતું, તેમ એ અસંભવિત પણ હતું એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. આવી રીતે કેટલી નહિ ધારેલી ઘટનાઓનો આપણાં જીવનમાં સામનો કરવો પડે છે!

ભાવિ અંધકારમય છે! ભવિષ્યના ગર્ભમાં માણસને માટે કેટલી વિપત્તિઓ છુપાયેલી હોય છે! બીજી પળે શું થશે, કયો અસંભવિત યોગાયોગ આવી બની દૂરગામી કલ્પનાને પણ પરાસ્ત કરશે, એ કોઈ કહી શકે તેમ નથી. તેથી દરેક વખતે અંધકારમય ભવિષ્યના ગર્ભમાંથી ગમે તે કંઈ નીકળી આવે તેને માટે માણસે તૈયાર રહેવું જોઈએ એ જ આ વિકટ સમસ્યાના સમાધાનનો એકમાત્ર માર્ગ છે.

સીતા ! જે સીતાના પરિચયે મારા સ્મૃતિ–ભંડાર ઉપર માત્ર અતિ નજીવા લસરકો પાડ્યો હતો, તે જ સીતાનો આવો કલ્પનાતીત પરિચય પામતાં હું શું સુખી થયો છું? આ છેલ્લા ત્રણ દિવસ, તનતોડ પ્રયત્ન અને પરિશ્રમ કરી મને બધુંયે ભૂલાવી દેવાને સીતા શક્તિમાન બની, એના બદલામાં કૃતજ્ઞતા વ્યક્ત કરવા જેટલી માનસિક સ્થિરતા હું શું પામ્યો છું ખરો ?

સીતાએ જે આ અકૃત્રિમ સ્નેહધારામાં મને ડુબાડી દેવાનો ઉદ્યમ કર્યો છે એના ઉપર પણ મારો શો અધિકાર હતો ?

કંઈજ મારો અધિકાર નહોતો. હું એ જાણું છું કે જેને હું બરાબર ઓળખતો નહોતો, જેની સાથે કદીપણ નિઃસંકોચ વાતચીત કરવાની યે તક મળી નહોતી, તેણે જ મને ઘેરી વળીને આદરમાનની એવી રેલ રેલાવી દીધી છે કે તેનું સમર્થન કરવાનું કોઈ તર્કયુક્ત કારણ પણ મારી પાસે નથી. અધિકાર તો નથી જ !

આવું કેમ બન્યું ?

શા માટે આ વણમાગ્યો સ્નેહપ્રવાહ મને ડુબાડી દેવા નીકળ્યો છે ? શા માટે ? આની અંદર લેશ પણ અસ્વાભાવિકતા નથી એ કોણ મને સમજાવી શકશે ?

સીતા શ્રીમંતની દીકરી, સુશિક્ષિત યુવતી છે. એના મનમાં શો ખ્યાલ હશે ? કહે છે કે કોઈ શ્રીમંતના મનમાં એવો ખ્યાલ આવી ગયો કે એણે લાખો રૂપિયા ખરચી ધામધૂમ કરી પોતાની પાળેલી બિલાડીનું લગ્ન કરાવ્યું હતું. મેં ધારેલું કે એ કૃત્ય નરી બુદ્ધિહીનતા સિવાય બીજા કશાનું ફળ નહોતું.

તો શું સીતા પણ એવી બુદ્ધિહીનતાની ભોગ બની મારી સાથે રમત રમી રહી હતી, પોતાના મગજનો ખ્યાલ પૂરો કરી રહી હતી ?

આનો વિચાર કરતાં જ હું થથરી ગયો. મને મારા પોતાના ઉપર જ ક્રોધ ચડ્યો. મને સીતાનો આગ્રહ યાદ આવ્યો. કોઈ બાબતનો અર્થ નહિ સમજાય તો કબૂલ કરી લઈશ કે નથી સમજાતું. પણ અજ્ઞાન કે મૂર્ખતાને વશ બની એ સ્નેહમય દયામયી સ્ત્રી પ્રત્યે અન્યાય કરી મહાપાતકનો ભાગીદાર નહિ બનું.

મનમાં મનમાં હું ફરીફરી બોલવા લાગ્યો કે કદીપણ ફરીને આવી અસભ્ય વિચારસરણીનો આશ્રય નહિ લઉં.

વિચારમાં ને વિચારમાં હું ક્યારે ઊંઘી ગયો તેની ખબર પડી નહિ. જ્યારે ઊંઘ ઊડી ત્યારે બપોરના ચાર વાગી ગયા હતા. આટલો બધો વખત હું ઊંઘતો પડી રહ્યો એ વિચારે મનમાં મનમાં શરમાઈ જઈ, બની તેટલું ઝડપથી તૈયાર થઈ જઈ હું ડેક પર જવા બહાર નીકળી પડ્યો.

ડેક પર જઈને જોયું તો ત્યાં અનેક સ્ત્રીપુરૂષો હતાં. મને લાગ્યું કે જલદી આવતા છૂટકારાના સંભવથી, પાણીમાંથી જમીનનો સ્પર્શ કરવાના આવી રહેલા સુયોગથી, ફરી પાછા સૌ આનંદથી મુખરિત બની ગયા હતા.

પહેલું જે દિવસે કલકત્તાથી જહાજ ઉપડી સમુદ્રમાં પ્રવેશ્યું હતું, તે દિવસે કામથી થાકેલાં મન અને શરીર અખંડ લાંબો આરામ મળતાં જેવાં આનંદથી મગ્ન બની ગયાં હતાં, તેવાં જ પાછાં જળકુકડીની પેઠે આળસમાં જીવન કાઢવાથી થાકેલાં દેહ અને મન કર્તવ્યમય દિવસના આગમનથી પ્રફુલ્લ બની ગયાં.

એવું જ બને છે. માણસની ચિરંતન પ્રકૃતિ, કાળના ધસતા પ્રવાહમાં તણાઈને સતત ગતિએ આગળ વધવા ઇચ્છે છે. સ્થિરતા, ને ગતિહીનતા તેને સ્થિર રાખી શકતી નથી. માણસ સતત ગતિએ

ચાલ્યા જ કરે છે—ચાલવુંજ એને ગમે છે. ચાલવાની અભિરૂચિ ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં અનેક રસ્તે, અનેક પ્રકારે પ્રગટ થાય છે.

હું છેલ્લા ત્રણ દિવસ જે સ્થળે બેસીને વાતોચીતો કરતો હતો, તે સ્થાને અત્યારે બીજાં યુવક યુવતીઓ બેસી ગયેલાં દેખાતાં હતાં. મારું મન કોઈ સંગત કારણ વગર જ ખિન્ન થઈ ગયું. એ ટોળામાં બેઠેલાં અનેક સ્ત્રીપુરુષોની સામું જોયું પણ એકે યે પરિચિત મુખ ન દેખાવાથી, હું નવાઈ પામ્યો. સીતાના જેવી પ્રાણશક્તિથી છલકાતી નારી, આવી મનોહર સાંજે, કૅબિનની ટચૂકડી ઓરડીમાં ચાર દિવાલોની અંદર પુરાઈ રહે એ મારી કલ્પનામાં પણ ઊતરતું નહોતું.

મારું મન વ્યાકુળ બની ગયું.

તો શું સીતા માંદી પડી હશે? આ પ્રશ્ન મનમાં જાગતાં જ હું આગળ સ્થિર ઊભો રહી શક્યો નહિ. કશાએ ખ્યાલ વગર, મારી યે જાણ બહાર હું સીતાની કૅબિન તરફ ચાલી નીકળ્યો.

થોડે દૂર આવતાં જ મુરબ્બી નિતાઇચંદ્રનો ભેટો થઇ ગયો.

મેં વ્યગ્ર સ્વરે પૂછ્યું: ‘ શું થયું છે, નિતાઈ? ’

નિતાઇ ઉદાસ મોઢે બોલ્યો: ‘ થવાનું બીજું શું, દાદાબાબુ! છેવટ તો હું એક ખાનસામો જ ને! મોટા લોકની વાતમાં માથું મારીને મારે શું કામ! ’

હું સમજી ગયો કે ગમે તે કારણે પણ નિતાઇચંદ્ર ગુસ્સે થયેલો છે.

મેં તેને ચડાવ્યા વગર કહ્યું : ‘ તમારામાંથી કોઈ માંદુ સાજું તો નથી થયું ને!

નિતાઇ મારો સવાલ સાંભળી ઘડીભર ટગરટગર મારી સામે જોઈ રહ્યો, પછી થોડીવાર મૂંગો રહ્યો, અને મારી અધીરાઈ ખૂબ વધારી દઇ બોલ્યો:

'માંદગી હોત તો તો સમજત કે મન મિજાજ ઠેકાણે નથી, પરંતુ એવું નથી.'

મેં અધીર બની કહ્યું: 'મારા સમ નિતાઈ! ચોખ્ખું કહી દેને, તારે શું કહેવું છે?'

પરંતુ ધૂર્ત નિતાઈ સીધે રસ્તે ન ચાલ્યો.

તે બોલ્યો: 'વારૂ, તમે જ ન્યાય કરો, દાદાબાબુ. હું ગમે તો નોકર, ચાકર, કે ગમે તો ગધેડો છું. પરંતુ એથી કરીને જટાધારી ઠાકુર મને 'બેટા હજામ! આજે તારું ગળું પીસી નાખીશ.' કરી મારવા દોડે એ શું સારૂં કહેવાય? સંન્યાસી માણસ, ધરમધ્યાન કરે, એને તે આટલો ગુસ્સો કરવો શોભે! સાધુ બાબાજી કે મૂળો! હું પણ કહી રાખું છું, દાદાબાબુ, જો જગતમાં ભગવાન હશે, ધર્મ હશે, ચંદ્રસૂર્ય હજીયે ઊગતા હશે તો આ બેટા હજામનો શાપ લાગ્યા વગર નહિ રહે, નહિ રહે, નહિ રહે!'

કેવી મુસીબતમાં આવી પડયો હું!

હું સમજી ગયો કે એવું કંઈક ગંભીર બની ગયું છે, જેથી આ અતિ વિશ્વાસુ, જૂનો નોકર પણ સંયમ ગુમાવી બેઠો છે.

મેં તેના શબ્દોનું સમર્થન કરતાં કહ્યું: 'તારો શાપ લાગ્યા વગર નહિ રહે, નિતાઈ! પરંતુ ઓચિંતાનું એવું શું બની ગયું કે—'

નિતાઈ સહાનુભૂતિની ગંધ મળતાં મને વચમાંજ અટકાવી દઈ બોલ્યો: 'દાદાબાબુ, તમે સાચું બોલજો. ઠાકુરે ઊલટીઓ કરી એવી દારૂડિયાના જેવી ધમાલ મચાવી મૂકી હતી કે મારા બાપજન્મે પણ મેં એવું જોયું નથી. પછી જે નાકનો ઢોલ શરૂ થઈ ગયો, કે આખું જહાજ કંપવા લાગ્યું. એટલું થયા પછી પણ સાંજરે ઊંઘમાંથી ઊઠી, આવું બધું ભરષ્ટ ખાવાનું ખાવા માગે, બાપ રે બાપ,

આટલી ઊલટીઓ થયા પછી—મારી ભૂલ હોય તો મારા મોં પર તમે દશ જૂતાં મારજો, દાદાબાબુ, મને કેવી રીતે એ ખબર પડે?'

મારી ચિંતાની માત્રા વધવા છતાં પણ, મારાથી હસી પડ્યા વગર રહેવાનું નહિ.

મેં કહ્યું: 'એટલે એમનું ખાવાનું નાખી દેવું પડે એ બીકે તેં ખાઇ નાખ્યું હતું એમને, નિતાઈ—'

'નાખી દેવું પડે એ કરતાં ખાવામાં શું મારી ભૂલ થઈ છે, દાદાબાબુ? તમે જો આમ—'

મેં નિતાઈને બોલતો અટકાવી કહ્યું: 'હવે એ વાત રહેવા દે, નિતાઈ. હવે કહે, તારી દિદિમણિ ક્યાં છે? તેઓ શું જટાધારી ઠાકુરનો નાસ્તાનો બંદોબસ્ત કરવામાં રોકાયાં છે?'

'ન કરે તો બીજું શું કરે કહો? જુઓને જઈને, બે હાંડા ભરેલું ખાવાનું બાબાઠાકુર કેવા ચપોચપ પેટમાં ઉતારી રહ્યા છે!'

આમ કહી બડીક કેબિનની વચમાંની સાંકડી ગલીના રસ્તા તરફ નજર કરી લઈ તે અમળાઈને બોલી ઊઠ્યો: 'ઓ રે બાબા! આ......' વાક્ય અધૂરુંજ રાખી નિતાઈ ઝડપથી અદૃશ્ય થઈ ગયો.

મેં પૂંઠળ નજર કરી જોયું તો હસતે મોઢે જટાધારી ઠાકુર આગમન કરી રહ્યા હતા. તેમનું હસતું મોં જોઇ, તેમણે તૃપ્તિપૂર્વક ભોજન કર્યું છે એ સમજી જતાં મને વાર ન લાગી.

'આ રહ્યા શ્રીકાન્તબાબુ! કેમ, છો તો મજામાં ને?' જટાધારીએ એ દિવસે એ પહેલો જ પ્રશ્ન પૂછ્યો.

મેં જવાબ દીધો: 'હું, મજામાં છું. પરંતુ આપને વિષે જરા ચિંતામાં પડી ગયો હતો.'

'બેટી સીતા પણ એવુંજ કહેતી હતી. એની ચિંતા ને ભય તો એટલાં બધાં હતાં કે મારી એ દયામયી મા બસ બેઠી બેઠી

રડયા કરતી હતી. બેય આંખો જાસ્વંતીનાં ફૂલ જેવી લાલચોળ થઇ ગઈ છે.'

આમ કહી જટાધારી ઠાકુર મારી આગળ નીકળી જઈ, પાછળ મોં ફરી બોલ્યા: 'નિતાઈને જોયો? જો જુઓ તો દયા કરી એકાદ ગલીચો મોકલાવજો, શ્રીકાન્તબાબુ!'

જટાધારી ઠાકુર અદૃશ્ય થઈ ગયા.

હું ધીરે ધીરે સીતાની કેબિન આગળ જઈ ઊભો, પણ તેને તરત જ બોલાવવાની હિંમત કરી શકયો નહિ. તે વખતે, મારા મનમાં, જટાધારી ઠાકુરે કહેલ સીતાની લાલ જાસ્વંતીનાં ફૂલ જેવી આંખોનું શું કારણ હશે તેનો વિચાર ચાલતો હતો. સીતાની આંખો, જટાધારી ઠાકુરને માટે આંસુ વરસાવતી નહોતી તેની મારા કરતાં કોને વધારે ખબર હતી? તો શું એ છોકરીએ પોતાના પિતાની માંદગીને યાદ કરીને આખો દિવસ રડી રડીને કાઢયો હશે?

'વાહ રે! ખરી મજા આ! અહીં ચુપચુપ ઊભા ઊભા શું વિચાર કરી રહ્યા છો, કહેશો? મને બોલાવતાં શું બીક લાગતી હતી કંઈ? આવો, અંદર આવો.'

આમ કહી સીતા બારણું પૂરેપૂરું ખોલી નાખી એક બાજુ સરીને ઊભી રહી.

મારી તમામ ચિંતાઓ પલકમાં અદૃશ્ય થઈ ગઈ.

મેં પ્રસન્ન મુખે કહ્યું: 'હવે બહુ વખત નથી. સંન્યાસી ઠાકુર માટે ગાલીચો લઇ જવાનો હુકમ છે. પરંતુ ગાલીચો કયાં હશે. સીતા!'

સીતાના મુખ પર વિસ્મયની છાયા પ્રગટ થઈ ગઈ. તે બોલી: 'કેમ, નિતાઇ વળી કયાં ગયો છે તે?'

મેં કહ્યું: 'બિચારાનો જીવ લેવાની બાબાજીએ ધમકી આપી છે, એટલે, હમણાં થોડો વખત એનું નામ ન લેવું એ જ ઠીક છે, સીતા. ઠીક, ગાલીચો શું સંન્યાસી ઠાકુરની કેબિનમાં છે?'

સીતા ચિંતાતુર મુખે બોલી: 'હા. પરંતુ નિતાઈને શું જટાધારી કાકા કંઈ—'

સીતા વાક્ય પૂરું કર્યા વગર જ શંકિત નજરે જોઈ રહી.

મેં કહ્યું: 'ના, એવું કંઈ નથી. બિચારાના શરીર ઉપર કંઈ જુલમ થયો નથી. તોપણ એના મન ઉપર જરા વધારે પ્રમાણમાં આઘાત થયો છે એની ના નહિ. હું જાઉં છું, પરંતુ. તું શું આજે ડેક પર નથી આવવાની, સીતા?'

જોયું તો સીતાનું મુખ એકાએક મ્લાન થઈ ગયું. તે નીચું જોઈ રહી બોલી: 'ચાલો, આવું છું—'

સંન્યાસી ઠાકુરની કેબિન આગળ પહોંચતાં મેં જોયું તો મુરબ્બી નિતાઇચંદ્ર ગાલીચો લઈને કેબિનમાંથી બહાર નીકળતા હતા.

મેં સહાનુભૂતિસૂચક સ્વરે કહ્યું: 'જે થવાનું તે થઈ ગયું છે. એનો વિચાર કરી હવે વગર કારણે મન બગાડીશ નહિ, નિતાઇ. ગમે તેમ તોયે, એ સંન્યાસી મહારાજ કહેવાય. એમના શબ્દો પર ગુસ્સો કરાય, ભાઈ!'

નિતાઈએ ઘડીક મારા મોં સામે જોયું. મેં જોયું તો આટલી સહાનુભૂતિના સ્પર્શથી, આ પહેલાં તેની જે આંખોમાં અગ્નિજ્વાળા ભભૂકતી હતી, તે જ આંખો અત્યારે અશ્રુજળથી ભરાઈ આવી હતી.

એકદમ ગાલીચો નીચે ઉતારી દઈ, મારા પગ આગળ લાંબો થઈને પ્રણામ કરી તે બોલ્યો: 'તમે જ મને બચાવ્યો છે, દાદાબાબુ. નહિ તો જે મહાપાપ કરવાનો મેં મનસૂબો કર્યો હતો, તેનાથી હું કોઈ કાળે છૂટત નહિ.'

નિતાઈ ગાલીચો ફરી ઊંચકી લઈ ઝડપથી જતો રહ્યો.

નિતાઈના શબ્દોનો અર્થ શું હશે તેનો હું વિચાર કરવા લાગ્યો.

એટલામાં પૂંઠળથી પગલાંનો અવાજ સંભળાતાં જોયું તો સીતા આવતી હતી.

'ગાલીચો ક્યાં છે? વારૂ, તમે રહો, હું......'

સીતાને અટકાવી મેં કહ્યું: 'નિતાઈ લઈ ગયો છે, સીતા.'

સીતા નવાઈ પામી બોલી: 'સાચેસાચ શું બન્યું હતું, મને કહો તો.'

મારા વિસ્મયની હવે હદ રહી નહિ. મેં કહ્યું: 'કેમ, નિતાઈએ તને કંઈજ કહ્યું નથી?'

સીતાના મોં પર ધીમું હાસ્ય ફૂટી નીકળ્યું.

તે બોલી: 'મુરબ્બી કદીયે સગીરની આગળ પોતાની ફરિયાદ જણાવે ખરા? તમે ય ખરા છો!'

'ચાલ, ડેક પર જઈને કહું છું.'

આમ કહી હું આગળ થયો.

૧૬

ડેક પર પહોંચીને જોયું તો જટાધારી ઠાકુરે એટલામાં જ જમાવી દીધી હતી. જે ઉમરાવજાદીને તેમણે વિષમ વિમાસણમાં નાખી દીધી હતી, તેને બોલાવી તેની સાથે તેઓ વાતો કરી રહ્યા હતા, એ જોઈ, કુતૂહલથી પ્રેરાઈ, હું તે સાંભળવા માટે તેમની નજીક જઈ એક ખૂણે બેસી ગયો.

જટાધારી ઠાકુર સ્નિગ્ધ હાસ્ય કરી કહી રહ્યા હતા: ‘ તારા ફિયાઁસો એ તારી સાથે કંઈ પણ બદવર્તણૂક કરી નથી એ સાંભળી મને બહુ આનંદ થયો, મિસ. પરંતુ હું તને એવી ખાતરી આપું છું કે તું જો જરા સાવચેતીપૂર્વક એની રીતરસમ પર ધ્યાન આપીશ તો તને ખરી હકીકત દેખાઈ આવતાં વાર નહિ લાગે, કારણ કે...’

એકાએક સંન્યાસી ઠાકુર ચૂપ થઈ ગયા.

યુવતીએ વ્યાકુલ બની આગ્રહપૂર્વક કહ્યું : ‘ કારણ શું, કહેશો ? ’

‘ કારણ કે તારા ફિયાઁસેના રંગુનના પ્રવાસમાં અશુભ થવાનું ચિહ્ન મને દેખાયું છે. ’ જટાધારી ઠાકુરે નિર્વિકાર કંઠે ભવિષ્યવાણી ઉચ્ચારી.

યુવતી થોડીવાર ચૂપ બેસી રહી બોલીઃ 'ભગવાનની આગળ પ્રાર્થના કરું છું કે એમનું કંઈજ અશુભ ન થાય. મને જે એમનો પરિચય થયો છે તે પછી હવે હું કશાનાયે લોભે આ વિવાહ માટે સંમત થવાની નથી. મેં તેમને તે પ્રમાણે સ્પષ્ટ શબ્દોમાં જણાવી પણ દીધું છે. પરંતુ હું તમને એક બાબતમાં સાવધ કરવા માગું છું, સાધુજી—'

એટલે સુધી બોલી એકદમ યુવતી ચૂપ થઈ ગઈ. તે જે કહેવા માગતી હતી તે કહેતાં તેને ખૂબ જ સંકોચ થતો હતો એવો આભાસ તેના મોં પર જોતાં થતો હતો.

જટાધારી મંદ મંદ હાસ્ય કરવા લાગ્યા. તે બોલ્યાઃ 'સમજી ગયો, મિસ, તારે શું કહેવું છે તે. આ પહેલાં જ મેં તારા ફિયાંસેને કહ્યું પણ છે કે તારા જેવા એક ડઝન માણસોની પણ તાકાત નથી કે મારા શરીરને કંઈ ઈજા કરી શકે. માટે ખાલી ચિંતા કરી તું દુઃખી ના થતી. બીજું કંઈ કહેવાનું છે?'

યુવતીના મોં પર એક અપૂર્વ સંતોષનો પ્રકાશ પથરાઈ ગયો. તે નીચું મોં કરી, ખૂબ ધીમેથી, 'ગુડ બાઈ' કહી ત્યાંથી ઊઠી ગઈ.

હું એકચિત્તે આ દૃશ્યનો અભિનય જોઈ રહ્યો હતો. એકાએક મોં ઊંચું કરતાં જોયું તો સીતા, થોડે દૂર રેંલિંગ પાસે ઊભી ઊભી સમુદ્રભણી જોઈ રહી હતી.

હું સીતાની પાસે પહોંચી ગયો, અને તેને બેસવાનું કહી, પોતે પણ બેઠો.

સીતા બોલીઃ 'જુદા જુદા માણસોની આંખમાં એકની એક

વસ્તુ કેવી શ્રદ્ધા અને અશ્રદ્ધાનો ભાવ ઉત્પન્ન કરે છે એ જોઈ નવાઇ લાગે છે. આ વિશાળ વિરાટ મહાસાગર મારી આંખોમાં જે વિસ્મય અને શ્રદ્ધાની મહિમામવી મૂર્તિ રૂપે પ્રતિબિંબિત થાય છે, તે જ તમારી બધાની આંખોમાં કારાગ્રહરૂપ, કલેશકર, અને શ્રદ્ધાહીન સ્વરૂપે દેખાય છે. માણુસની આ મનોવૃત્તિ જેવી અદ્‌ભુત છે, તેવી જ અજબ પણ છે.'

મેં ધીમેથી હસીને કહ્યું: 'મીઠાઈ વધારે પ્રમાણુમાં ખવાય તો માંદા પડાય છે. પરિચય બધાં રહસ્યોનો ઉકેલ કરે છે. જે અજ્ઞાત છે તે જ્ઞાત કરવાના પ્રયાસમાં જેટલો આનંદ અને માદકતા હોય છે, તેટલો તે જ્ઞાત થયા પછી રહેતો નથી. એટલે એને માટે દુઃખી થવાનું કંઇજ કારણુ નથી, સીતા! દૂરના આકર્ષણુથી, માણુસ ઉન્મત્ત બની, નિર્ભય આશ્રયનો ત્યાગ કરીને, સ્નેહીના માર્ગે નીકળી પડે છે. પરંતુ જે પળે તે લક્ષ્યસ્થાને જઈ પહોંચે છે, તે જ પળે તમામ રહસ્યોનો અંત આવી જાય છે. માણુસ જે લાંબો રસ્તો લહેરથી ઓળંગી ચાલ્યો ગયો હતો, તે જ રસ્તો હવે તે થાકેલા થીજેલા ચિત્તે રોજ જરા જરા કરી ધીરે ધીરે વટાવીને પાછો આવે છે. જગતનો આ નિયમ છે, સીતા. અજ્ઞાતને જ્ઞાત કરવાની અદમ્ય ઇચ્છા દરેક મનુષ્યના મનમાં હોતી નથી; જેમનામાં હોય છે, તેઓ જ જગતનો ખરો આનંદ માણી શકે છે.'

સીતા બોલી: 'તમે જે મનનો પરિચય આપ્યો તે બધો તમારી પુરુષ જાતિના મનનો છે. પરંતુ સ્ત્રીના મનને, સ્ત્રીની વિચારસરણીને તમારી આ દલીલ બંધ બેસતી નથી. એ તમારે યાદ રાખવાની જરૂર છે.'

મેં હસીને કહ્યું: 'હું એ નથી ભૂલી ગયો, સીતા. હું ઇચ્છું છું કે મારા મનમાં એવી ધૃષ્ટતા કદી ન જન્મે કે હું રહસ્યમય નારી જાતિને ઓળખી શક્યો છું.'

સીતાના મોં પર મંદ હાસ્ય ફૂટી નીકળ્યું. હું સમજી ગયો કે તે રાજી થઈ છે.

થોડી વાર શાંત રહી તે બોલી: 'છતાં નસીબની એવી લીલા છે કે આ પુરુષજાતિ જ નારીની ભાગ્યવિધાતા બની બેઠી છે. જેઓ નારીજાતિને ઓળખતા નથી, જેમને નારીના મનનો જરાકે પરિચય નથી, તેઓ એના ન્યાયાધીશ બની બેઠા છે; તેઓ આજે એના સમસ્ત જીવનના નિયામક છે. આથી વધારે અદ્ભુત બીજું શું હોઈ શકે, કહો, શ્રીકાન્તબાબુ ?'

મેં કહ્યું: 'જાતિ તરીકે પુરુષ જો નારીને ન ઓળખતો હોત તો કદીપણ આવી હિંમત બતાવત નહિ, સીતા.'

સીતાની ભમરો ખેંચાઈ. તે બોલી: 'હમણાં જ તમે કહ્યું ને કે નારી જાતિને તમે એટલે કે પુરુષો ઓળખતા નથી.'

મેં કહ્યું: 'તારી સાંભળવામાં ભૂલ થઈ છે, સીતા. મેં એવું કહ્યું છે કે રહસ્યમયી નારીને પુરુષ બરાબર ઓળખી શકતો નથી. તેની મનોવૃત્તિથી પુરુષ પૂરેપૂરો પરિચિત નથી. પરંતુ માતા તરીકે નારીને, બહેન તરીકે નારીને, સહધર્મિણી તરીકે નારીને પુરુષ ઓળખે જ છે, સીતા.' માતૃરૂપા નારીને ન ઓળખતો હોત તો શું પુરુષ કદી પણ આવા અકૃત્રિમ પ્રણયભરપૂર સ્વરે 'મા! મા' કરી તેને બોલાવી શકત ? તો, માતા તરીકે નારી આજે આખા જગતની સભામાં આવા મહિમાવંતા દેવી સ્વરૂપે પુજાય છે તે પુજાત ખરી ? નારીજાતિ કહેવાથી જે સમજાય છે, તેને જ માત્ર—એટલે કે સમૂહને પુરુષ સમષ્ટિગત ભાવે નહિ ઓળખતો હોય, પરંતુ નારીનો જે અંશ અકૃત્રિમ નારીત્વમાં, માતૃત્વમાં, સ્ત્રીત્વમાં, અને ભગિનીત્વમાં વિભક્ત છે, એ બધાયે અંશોની આંખો પુરુષ છે. પુત્રરૂપે, ભાઈરૂપે, ગુરુરૂપે, શિક્ષકરૂપે, પુરુષોએ જ આ અંશોના નિયંત્રણનો મહાન ભાર, મહાન જવાબદારી પોતાને શિરે ઉપાડી લીધી છે.'

સીતા સામી દલીલ કરી બોલી: 'પરંતુ, જે રહસ્યમયીને માટે તમે આથી ઊલટું જ કહેતા હતા, તે જ શું નારી જાતિનો એક મહાન અંશ નથી ?'

મેં કહ્યું: 'ખરેખર એ મહાન અંશ છે, સીતા ! પૃથ્વી પર આજ સુધીમાં જેટલાં યુદ્ધો થયાં છે, તેમાંનાં ઘણાંખરાં આ રહસ્યમયી નારીઓને લીધે જ થયાં છે. રહસ્યમયી નારીનું રહસ્ય જાણવાનું અદમ્ય પ્રલોભન દબાવી ન શકવાથી જ પૃથ્વીના અનેક ઉત્તમ સંતાનોનાં જીવનનો અને સામ્રાજ્યોનો નાશ થયો છે. પુરુષ નથી ઓળખતો માત્ર આ રહસ્યમયી નારીજાતને, સીતા.'

સીતા એકાગ્ર દૃષ્ટિએ જોતી સાંભળી રહી હતી.

તે બોલી: 'પુરુષ નારીને રહસ્યમયી જ જોવા ઇચ્છે છે, એટલે જ નારી રહસ્યમયી બની છે. પુરુષની જરૂરિયાત પૂરી પાડવા માટે જ નારી જરૂરી બની છે. પુરુષને છલના જોઈએ છે એટલે જ નારી છલનામયી બની છે. આજે જો પુરુષની રહસ્યની ભૂખ મટી જાય તો નારીનું રહસ્યમય સ્વરૂપ પણ સાથે સાથે ગુમ થઈ જાય. તેથી મને થાય છે કે પુરુષ અને સ્ત્રી બંને પરસ્પરને જે ભાવે જોવા ઇચ્છે છે, પામવા ઇચ્છે છે, તેવા જ ભાવનો નાટકનો અભિનય તે બંને યે આ પૃથ્વીના રંગમંચ પર કરતાં હોય છે. પરંતુ સહજ, સરળ, રંગહીન, વિચિત્રતાહીન સત્યનો જ્યારે માણસના જીવનમાં આવિર્ભાવ થાય છે, ત્યારે નર અને નારીની અંદર એકે સંશયને સ્થાન રહેતું નથી.'

સીતાના શાંત કંઠમાંથી ધીમી ધીમી નીકળતી વાણી સાંભળતાં સાંભળતાં હું જાણે મુગ્ધ બની ગયો. આવડી ઉંમરે જ સીતા આ રીતે વિચાર કરતાં શીખી ગઈ છે, પૃથક્કરણ કરવાને શક્તિમાન થઈ છે, એ જોઈ મારા વિસ્મયની કાંઈ હદ રહી નહિ.

મેં કહ્યું: 'સીતા, પુરુષ રહસ્યપ્રિય બની ગયો છે, નારીએ રહસ્યમયીના વાઘા સજ્યા છે એ જ એકમાત્ર કારણને લીધે. બાકી પુરુષને એવા બધા વિલાસનો વખતે નથી, તક પણ નથી. પુરુષનાં લગભગ તમામ દુઃખ સુખની ચાવી નારીના હૃદયમાં છે. પુરુષ પહેલવહેલો આંખ ઉઘાડી જુએ છે નારીનું મુખ, પહેલો આશ્રય પામે છે નારીના સુકોમળ સ્નેહભર્યા ખોળામાં. પુરુષજીવનના પહેલા પરોઢથી એની એક એક ચીજનો પાયો નારીના અંગુલિનિર્દેશ ઉપર જ હોય છે. એક શબ્દમાં કહીએ તો, પુરુષને માટે એકમાત્ર આ નારી જ આ પૃથ્વી ઉપર સ્વર્ગરાજ્યની પ્રતિષ્ઠા કરી શકે છે, અને એકમાત્ર આ નારી જ એના જીવનમાં નરકનો અગ્નિ પણ સળગાવી શકે છે, સીતા.'

સીતાના મોં પર રહસ્યમય હાસ્ય ફૂટી નીકળ્યું.

તે બોલી: 'ના, હવે નારીમાં એ શક્તિ નથી, શ્રીકાન્તબાબુ. જે જમાનામાં પુરુષ, નારીને તેના પ્રાપ્ય સન્માનભર્યા સ્થાન પર પ્રતિષ્ઠિત કરી એના તમામ ન્યાય્ય અધિકારોનો સ્વીકાર કરતો હતો, માત્ર તે જમાનામાં જ નારી તમે કહી ગયા તે બધું કરવાની તાકાત ધરાવતી હતી. આજે તો નારી માત્ર ભોગની ચીજ બની ગઈ છે. એથી વધારે જરાયે અધિકાર નારીના હાથમાં નથી. નારીનું નારીત્વ આજે તેના શારીરિક સૌન્દર્ય ઉપર જ આધાર રાખી રહ્યું છે. આજે પુરુષની આંખોમાં જરા જેટલી પણ સન્માનદૃષ્ટિ હોવી એવી દુર્લભ બની ગઈ છે કે એનો વિચાર કરતાંયે મારું મન ભયભીત બની જાય છે.'

મેં સંપૂર્ણ સંમતિ જણાવતાં કહ્યું: 'ખરું છે, સીતા.'

સીતાનું વલણ મજબૂત બન્યું. તેણે બોલવા માંડ્યું: 'પડોશીના છોકરાઓની સામે જોઈને વાત કરતાં, ખૂબ પરિચિત યુવતીઓને, તરુણ છોકરીઓને પણ બીક લાગે છે, ત્યારે એ તરુણ

છોકરાઓની નૈતિક અવદશા કેવી ઊંડી ખીણમાં ઊતરી પડી હશે, તેનો વિચાર કરતાં પણ મારું મન વેદનાથી રડી પડે છે. ટ્રામ કે બસમાં પણ ધ્યાનપૂર્વક જોયું છે; માત્ર તરૂણો જ નહિ, પણ પિતા, અરે દાદાની ઉંમરના પણ આપણા બંગાળી પુરુષો જે લોલુપ અને હલકી નજરે તાકી રહે છે, એ જોઇને, શરમથી, દુઃખથી, ક્ષોભથી, મારું હૃદય તૂટી જાય છે. વારૂ, તમને જ હું પૂછું છું, શ્રીકાન્તબાબુ, આ નીચ પ્રવૃત્તિથી પુરુષોને કંઈ સંતોષ થતો હશે ખરો ?'

મેં કુંઠિત સ્વરે કહ્યું: 'મને માફ કર, સીતા. તારા પ્રશ્ન વિષે મને કંઈજ અનુભવ નથી.'

સીતા થોડીવાર સમુદ્ર ભણી જોઈ રહી.

તે વખતે તેના મોં પર જે નિર્મળ, શાન્ત, પવિત્ર પ્રકાશ ફૂટી નીકળ્યો, તે જોઈ મારું મન અનિર્વચનીય તૃપ્તિથી ભરાઈ ગયું.

થોડીવાર પછી સીતા બોલી: 'બધાયના ઘરમાં બહેન હશે, કે સ્ત્રી હશે કે મા હશે કે બીજી પણ કોઈ સગીસંબંધી સ્ત્રીઓ હશે; ઘણુંખરું બધાયનાં ઘરોમાં જુવાન છોકરીઓ પણ હશે. એટલે અન્યાય ગમે તેના પર થતો હોય તો પણ તેની પ્રતિક્રિયા ચક્કર ફરીને પાછી તેને જ આઘાત કરે તેવો સંપૂર્ણ સંભવ છે એ વાત આજકાલ આ બધા પુરુષો કેમ સમજી શકતા નહિ હોય, શ્રીકાન્તબાબુ ? નારી શું એકમાત્ર આ દુષ્ટ, નિંદ્ય દૃષ્ટિ—આકર્ષણને જ પાત્ર છે? નારી શું એકમાત્ર પુરુષની લાલસા સંતોષવા માટે જ સરજાઈ છે ? તો શું માનવી પુરુષ અને બોકડામાં આજે કંઈજ તફાવત રહ્યો નથી ? તો હું કહું છું, શ્રીકાન્તબાબુ, કે ભિન્ન ભિન્ન રાજ્યકર્તાઓના હજાર હજાર વરસના ભયંકર અત્યાચારો પણ બંગાળી પ્રજાનું ઉચ્છેદન કરી શકયા નથી, પણ હવે તે થશે. ખુદ વિધાતા પણ જો એ ખાળવા વચમાં ઊભા રહેશે, તો એમને પણ બંગાળીઓની સાથે એક જ ખાડમાં પડી આત્મહત્યા કરવી પડશે.'

સીતા ઉશ્કેરાઈ ગઈ હતી.

મેં કહ્યું: 'થોડાક અર્વાચીન ચરિત્રહીન પુરુષો એટલે આખી બંગાળી પ્રજા ન કહેવાય, સીતા. વળી જે ચિત્ર તેં હમણાં દોરી બતાવ્યું તે માત્ર શહેરનું જ ચિત્ર છે. પરમ દિવસે મેં તને નહોતું કહ્યું કે બંગાળનો આત્મા શહેરમાં વાસ કરતો નથી? તું જો કહે કે આ શહેરો વિનાશને માર્ગે જઇ રહ્યાં છે, કોઈની તાકાત નથી કે એને બચાવે, તો એ સાચું બોલી એમ કહેવાશે. તારાથી હવે શહેર નહિ સહન થાય, સીતા. જો બને તો, થોડા દિવસ શહેર છોડી દૂર રહેજે. પછી તને જણાશે કે બંગાળી આજે પણ બધી રીતે પૂરપૂરો બંગાળી હોઈને જ જીવતો રહ્યો છે.'

સીતા ધીરે ધીરે શાંત થતી જતી હતી. મને હસતો જોઇ તે બોલી: 'આગળ બોલો.'

મેં બોલવા માંડયું: 'આજે પણ ગામડાની વહુવારુ ગળે પાલવ વીંટાળી શિલ્પીએ ઘડેલી આરસ પ્રતિમાની પેઠે, હાથમાં દીવડો લઈ તુલસી કયારા આગળ નીચી નમી પ્રણામ કરે છે. આજે પણ સંધ્યાનું આવાહન કરવા માટે, ઘેરેઘેર કોમળ કંઠનો પવિત્ર શંખ ધ્વનિ ગામડા ગામની સમી સાંજના આકાશમાં, મેદાનમાં, માર્ગમાં ને વનમાં મોજાં પ્રસારી દશે દિશાએ ફેલાઇ જાય છે. આજે પણ ભિખારીઓ એક ઘરમાંથી મૂઠી ભીખ મળ્યા વિનાના પાછા ફરતા નથી, આજે પણ પાણી ઘાટે કંકણનો અવાજ કરતાં કરતાં ગામડાની વહુવારુ સહિયરની આગળ પોતાના પાછલી રાતના સુખસ્વપ્નનું વર્ણન કરે છે. આટલા જ માટે મને ગામડું ખૂબ ગમે છે, સીતા.'

સીતાની પહોળી આંખો ઉત્સાહથી, આનંદથી ઉજ્જવળ બની ગઈ. તે બોલી: 'આવાં ગામડાં હજીયે છે, શ્રીકાન્તબાબુ?'

'નથી?' મેં ધીમું હસીને કહ્યું: 'કોણ કહે છે, નથી, સીતા?

જેઓ કહે છે કે એ ગામડાં મરી ગયાં, એ ગામડાં આજે નથી, એમના અજ્ઞાન પર મને બહુ અફસોસ થાય છે, સીતા! ગામડાં આજે પણ—કેટલાક સ્વાર્થી, હૃદયહીન, દુશ્ચરિત્ર વ્યક્તિઓની નજરે જોવાનું નથી—એવાં જ મહાન, અને એવાં જ ઉદાર છે. ગામડાંનો દિલભર પ્રેમ, મનભર લાગણી અને ચક્ષુભર સહાનુભૂતિની દૃષ્ટિ વડે જો જોઈ શકો તો જણાશે કે આજે પણ ગામડાંની પ્રકૃતિ તેવી જ ગરીયસી અને તેવી જ મહીયસી છે! ગામડાંના કજિયા, ગામડાનું દારિદ્ર, ગામડાંની તમામ નગ્નતા હોવા છતાં યે આજે પણ ગામડાં તેવાં જ પવિત્ર, તેવાં જ શુદ્ધ અને તેવાં મહિમાવંતાં છે, સીતા.'

સીતા આવેગથી ભરાઈ આવેલા સ્વરે બોલીઃ 'મને એવું ગામડું દેખાડશો, શ્રીકાન્તબાબુ?'

મેં નવાઈ પામી સીતાના મોં સામે જોયું તો સીતાના આખા વદન ઉપર નૈસર્ગિક ભાવાવેગ ફૂટી નીકળ્યો હતો.

મેં કહ્યું: 'સાચેસાચું ગામડું તો કોઈ દેખાડી શકતું નથી, સીતા. તે જોનારું મન જોઈએ છે. નહિ તો ગામડાની અકથ્ય ગરીબાઈ કેવળ માત્ર અસહ્ય દયા અને અસહ્ય ઘૃણાના ભારથી મનને ભરી દેશે, સાચી દૃષ્ટિ અંધ બની જશે. માત્ર ઘૃણા, માત્ર તિરસ્કાર, માત્ર ભયંકર અવગણનાનો વિરાટ બોજો લઈને જ પાછું આવવું પડશે.'

સીતા જાણે ભાન ભૂલી ગઈ.

તે બોલીઃ 'તમે મને દેખાડજો, હું તમારી આંખે જોઈશ અને તમારા મનથી વિચારીશ. પછી પણ શું મારામાં ગામડાના ઊંબરામાં ઊભા રહેવાની લાયકાત નહિ આવે? બોલો, દયા કરી કહો મને...'

સીતા એકદમ ચૂપ થઈ ગઈ.

તેના કંઠસ્વરમાં ઊંડા અકૃત્રિમ આવેગનો સૂર સંભળાવાથી હું ભયભીત બની ગયો. સીતાની દૃષ્ટિ સહન ન કરી શકવાથી હું

ક બની જવાની અણી પર હતો, ત્યાં જ મને બચાવી લીધો
ટાધારી ઠાકુરે.

તેઓ ઓચિંતાના અમારી સામે આવી પહોંચી બોલ્યા: 'તારી
બિનમાં ગંગાજળ છે, સીતા ?'

સીતા થોડીકવાર અર્થહીન દૃષ્ટિએ જોઇ રહી; પછી હાંફળી
હાંફળી ઊઠી ઊભી થઈ ગઈ અને શંકિત સ્વરે બોલી: 'શું કહો
છો, કાકાબાબુ ?'

જટાધારીના મુખ પર નિર્મળ હાસ્યનો પ્રકાશ ફેલાઇ ગયો.
એ રહસ્યમય સ્વરે બોલ્યા: 'ગભરાતી નહિ, મા ! મારા આશીર્વાદ
, તારી તમામ આશાઓ પૂર્ણ થશે.'

સીતાએ એકદમ જટાધારીના પગમાં નમીને પ્રણામ કર્યા.

ફરી જ્યારે ઊઠીને તે નીચું મોં કરી ઊભી રહી, ત્યારે હું
જોઈને નવાઈ પામી ગયો કે તેનાં બંને નયનપદ્મ અશ્રુજળથી ભરાઈ
યાં હતાં.

જટાધારી મારી સામે જોઈને બોલ્યા: 'ભગવાનની આ નાન-
ડી ધરતી પર કેટલાં વિસ્મય, કેટલી જગાએ છુપાઇ રહે છે, શ્રીકા-
તબાબુ ! પરંતુ એમાં મનને શા સારૂ હેરાન કરો છો તમે ?'

શંકિત દૃષ્ટિએ આ શક્તિશાળી સંન્યાસી સામે નજર કરી
નીચું જોયું.

# ૧૭

સીતા જટાધારી ઠાકુરને ગંગાજળ આપવા માટે કેબિનમાં ચાલી ગઇ. મેં ઘડિયાળમાં જોયું તો રાતના અગિયાર વાગી ગયા હતા.

આજે જહાજની છેલ્લી રાત હતી. જહાજના એક અમલદારને પૂછી મેં જાણી લીધું હતું કે રાતના બે વાગે જહાજ વિકટોરિયા પોઇન્ટમાં પ્રવેશ કરવાનું છે.

છેલ્લા ત્રણ દિવસ, સીતાએ, કેવા ઊછળતા આનંદના પૂરમાં, સૌને, ખાસ કરીને મને નવરાવી નાખ્યો હતો! પણ આજે એ સ્વયંભુ ઉત્સાહનો પ્રવાહ જાણે કે બિલકુલ રૂંધાઈ ગયો હતો; એ જોઇ મને બહુ નવાઈ લાગી. કદાચ માંદા બાપની સ્વાભાવિક ચિંતાએ એનામાં આવો પલટો આણ્યો હશે.

પોતાની સાથે પ્રોમ આવવા માટે સીતાએ મને અનેક વાર આગ્રહ કર્યો હતો. દરેક વખતે મેં મૂંગા રહી સવાલ ઉડાવવાની કોશીશ કરી હતી, પરંતુ સાચેસાચ શું મેં સવાલ ઉડાવી દીધો છે?

એ દરેક વખતે સીતાના મુખના ભાવમાં જે નિશ્ચયતાની છબી મેં ફુટી આવતી જોઈ છે એમાં તો મારી નીરવ અસંમતિનો ઓળો સરખોયે મને દેખાયો નહોતો.

સીતા એવું સમજીને નિશ્ચિત બની છે કે હું એની સાથે જઈશ. પરંતુ એને ક્યાં ખબર છે કે મારા રખડુ સ્વભાવથી એવી નિશ્ચિત શાંતિ સહન થવાની જ નથી ? પરંતુ હું કયે બહાને આ ભોળી બાલિકાને સમજાવું કે મારા અતિ અશાંત જીવનની સોબત કોઈને યે માટે શુભ નથી.

એવામાં નિતાઈચંદ્રનાં દર્શન થયાં. તે મને એકલો જોઈ સામે ઊભડક બેસી પડી બોલ્યો: 'આજે રાતે જ આપણું જહાજ પહોંચી જશે, નહિ, દાદાબાબુ ? એટલે આપણે કાલે જ રાજાબાબુને મળીશું, નહિ ?'

મેં કહ્યું: 'કાલે ને કાલે તમારા રાજાબાબુની પાસે નહિ પહોંચી જવાય, નિતાઈ, પરમ દિવસે સવારે મળી શકશો.'

નિતાઈ બોલ્યો: 'એટલે તો રાતદિવસ હું વિચાર કરું છું કે ભગવાને જો જહાજમાં તમારો ભેટો ન કરાવ્યો હોત તો દિદિમણિનું હું શું કરત ! તમે પણ અમારી સાથે આવશો ને, દાદાબાબુ ?'

નિતાઇના પ્રશ્નનો મેં કંઇ જ જવાબ દીધો નહિ.

તે થોડોક સમય વિચારમાં પડી ફરીને બોલ્યો:

'દિદિમણિએ તમારી સૂટકેસ અમારા સરસામાનમાં બાંધવાનો હુકમ કર્યો છે એટલે લઈ ગયો છું.'

મેં નવાઈ પામી કહ્યું: 'લઇ ગયો છે?'

નિતાઈ નિર્વિકાર ચિત્તે બોલ્યોઃ 'તો હું બીજું શું કરી શકું, દાદાબાબુ? બીજા હજાર હુકમ પાછા ફરે, પણ દિદિમણિનો હુકમ પાછો નહિ ફરવાનો. હં, ઠીક યાદ આવ્યું, તમારું બોર્ડિંગ શું અત્યારે જ અમારા સામાનમાં બાંધી લઉં, કે રાતે એમાં તમે સૂવાના છો?'

મારે માટે ધીરજ ધરવાનું હવે અસંભવિત બની ગયું.

મેં કહ્યું: 'તું કંઈ ગાંડો થયો, નિતાઈ? આખી રાત શું હું આ ખુરશીમાં જ બેઠો બેઠો પૂરી કરીશ એમ તું ધારે છે?'

જોયું તો ધૂર્ત નિતાઇના મોં પર પળભર મૃદુહાસ્ય ફૂટી આવી અદૃશ્ય થઈ ગયું.

તે કંઇપણ સામી દલીલ કર્યા વગર બોલ્યોઃ 'તો ભલે.'

નિતાઈ થોડીવાર મૂંગો રહી ફરી બોલ્યોઃ 'દિદિમણિ તમારા પર બહુ ગુસ્સે થયાં છે!'

મેં જિજ્ઞાસુ નજરે જોતાં, નિતાઈએ ફરીથી કહ્યું: 'દિદિમણિનોયે વાંક શો! એક ઉઘાડી બેગમાં તમે જો આટઆટલા રૂપિયા નાખી મૂકતા હો, તો...'

હું વિહ્વળ બની ગયો.

મેં કહ્યું. 'ઉઘાડી બેગ કેવી રીતે! નક્કી કોઇએ તાળું તોડયું હશે. ખલાસ! તો તો...

મને વચમાં જ બોલતો અટકાવી દઈ નિતાઇ બોલ્યોઃ 'કોઇએ તાળું તોડયું નથી. તોડયું હોત તો અંદર એકે રૂપિયો જોવા ન જડત. આ તો ચાવી—તાળામાં જ ભરાવેલી હતી.'

નિતાઈએ મારા હાથમાં એક ચાવી મૂકી.

એકાએક મને યાદ આવી ગયું કે આજે સવારે સ્નાન કર્યા

પછી, એક જોડ ધોયેલાં કપડાં મેં બહાર કાઢ્યાં હતાં, અને ચાવી લગાવવાનું ભૂલી ગયો હતો.

મનમાં મનમાં મેં ઈશ્વરને ધન્યવાદ આપી કહ્યું: 'તારી દિદિમણિ શું કરે છે, નિતાઇ?'

નિતાઇ ગંભીરમુખે બોલ્યો: 'બાબાઠાકુરને ગંગાજળ આપીને ચુપચુપ બેઠાં બેઠાં વિચાર કરે છે. એમને બોલાવું અહીં, દાદાબાબુ?'

મેં કહ્યું: 'ના, નિતાઇ. મને બહુ ઊંઘ આવે છે, હવે હું સૂવા જાઉં છું.'

આમ કહી હું ઊઠી ઊભો થયો.

શી ખબર કેમ, સીતાની સાથે બેસીને વાતો કરતાં મારું મન ડરવા લાગી ગયું હતું.

પાછળથી નિતાઇએ કહ્યું: 'પણ મારી વાત હજી પૂરી નથી થઇ, દાદાબાબુ!'

મેં કહ્યું: 'પછી થશે.'

આમ કહી આડું અવળું જોયા વગર, મેં મારી કેબિનમાં પ્રવેશ કર્યો, અને, દીવો હોલવી નાખી સૂઈ ગયો.

મારા આશ્ચર્યની હવે હદ રહી નહોતી. સીતા સંપૂર્ણ રીતે નિશ્ચિંત થઈ, મને પોતાની સાથે લઇ જવાની તૈયારીઓ કરી રહી હતી. કેવી રીતે મારે તેને ના કહેવી? કયું કારણ બતાવીને તેને હું સમજાવું કે મારે માટે તેના સાથી બનવું સંપૂર્ણ અસંભવિત હતું? મને વળી આ કેવી જાળમાં નાખ્યો, ભગવાન!

'શ્રીકાન્તબાબુ!'

આમ બોલી સીતાએ બારણાં પર એક બે વાર ટકોરા કરી

અંદર પ્રવેશ કર્યો. અને હું કંઈ બોલું તે પહેલાં જ, સ્વીચ દાબી દીવો સળગાવી દીધો.

હું પથારીમાં ઊઠી બેઠો થઈ ગયો.

સીતા બોલીઃ ' શરીર ઠીક નથી શું ? એટલામાં સૂઈ કેમ ગયા ? '

એટલામાં !

રાતના બાર વાગ્યા છે ને આ એટલામાં કહે છે ! મને હસવું આવી ગયું.

મેં કહ્યુંઃ ' કેટલા વાગ્યા છે, ખબર છે ? '

સીતાએ નિર્વિકાર સ્વરે જવાબ દીધો : ' બાર. '

આમ કહી ઓરડાની વચમાં મૂકેલા એક કોચ પર બેસી પડી.

થોડીવાર રહી તે બોલીઃ ' રાતના બે વાગે જો જહાજ વિક-ટોરિયા પોઈન્ટમાં પ્રવેશ કરતું હોય, તો રંગુન પહોંચતાં સવાર થવાનું કારણ ? '

મેં કહ્યું: ' આપણી જ સગવડને માટે, સીતા ! મધરાતે ધક્કા પર ઊતરીને આપણે ક્યાં જઈએ ? એના કરતાં રાત વિકટોરિયા પોઈન્ટ આગળ વિતાવી, સવારે રંગુન ઊતરીએ એ સારૂં નહિ ? '

સીતાએ કંઈ પણ બોલ્યા વગર સંમતિ જણાવી કહ્યું : ' રંગુનમાં આખો દિવસ બેસી રહ્યા વગર, સવારની જ કોઈ ગાડીમાં પ્રોમ જવું શું સારું નહિ ? '

' ના, જરાયે નહિ, સીતા. કારણ કે સવારની જે ગાડી છે તે પેસેંજર ગાડી છે. એમાં જવામાં પણ ઘણી અગવડો છે. પહોંચતાં પણ મધરાત થઈ જવાની. એ કરતાં પ્રોમ–મેલમાં જઈએ તો રાત ટ્રેનમાં ગાળી વહેલા સવારના સાત વાગે ત્યાં પહોંચી જઈશું. ' મેં ધીમેથી કહ્યું.

સીતાએ કદાચ મારું છેલ્લું વાક્ય સાંભળ્યું નહિ હોય, કારણ કે તેણે બેધ્યાનપણે કહ્યું : 'રહીશું ક્યાં ?'

મેં વિચારમાં પડી જઈ કહ્યું: 'એ જ પ્રશ્ન છે. કલકત્તાની પેઠે રંગુનમાં થોડો વખત રહેવા માટેનાં આશ્રયસ્થાનો મળવાં દુર્લભ છે. બીજું ગમે તે મળે, પણ હું તને ત્યાં લઈ જવા ખુશી નથી. તેમ છતાં...'

સીતા વચમાં બોલી : 'ધર્મશાળા નહિ હોય ?'

મેં નિરુત્સાહ પૂર્વક કહ્યું : 'છે એકાદ. પરંતુ ત્યાં ચોવીસે કલાક ભીડ અને એવું રહે છે કે તું દશ મિનિટ પણ ત્યાં ઊભી રહી શકશે નહિ.'

સીતા નવાઈ પામી બોલી: 'તો પછી મારા જેવાં જેમને બ્રહ્મદેશમાં જવું પડે છે તેઓ ક્યાં ઊતરે છે?'

મેં હસીને કહ્યું : 'તારા જેવાં જેઓ જાય છે, અર્થાત રંગુન સિવાય બીજે કોઈ સ્થળે જેમને જવાનું હોય છે, તેઓ ગાડી પહેલાંના આ થોડા કલાક ગમે ત્યાં ફરી રખડીને, અથવા તો પછી સ્ટેશનના પ્લેટફોર્મ પર જ બેસી રહીને વિતાવે છે.'

સીતા બોલી : 'તો પછી મારી જ બાબતમાં આ રોજના નિયમમાં અપવાદ કરવાનું શા સારૂ વિચારો છો ? વળી બોલો છો યે કેવું કે રંગુનમાં રહેવાની જગા નથી !'

મેં હસીને કહ્યું: 'મને સમજવામાં તારી ભૂલ થાય છે, સીતા ! રંગુનમાં રહેવાની જગા નથી એવા શબ્દો હું નથી બોલ્યો. મેં તો કહ્યું છે કે કલકત્તાની પેઠે ગલીએ ગલીએ હોટેલ નથી. અહીં જેઓ આવે છે તેઓ ઘણું ખરું, આગલે દિવસે જ બંદોબસ્ત કરીને આવે છે. અને જેઓ તેમ નથી કરતા, તેમણે સંપૂર્ણ ભાવે નસીબના

હાથમાં જ બધું છોડી દેવું પડે છે. આશ્રય મળ્યો તો ઠીક છે, ન મળ્યો—'

સીતા હસતાં હસતાં બોલી : 'તોયે ઠીક. તમે શું એમ કહેવા માગો છો કે રંગુનમાં એક પણ સારી હોટેલ નથી ?'

'એક શા માટે, ત્રણ છે. બે છે સાહેબો અને સાહેબ બની ગયેલાઓને માટે, અને એક છે કોને માટે તે હું ચોક્કસ જાણતો નથી. હું માત્ર એટલું જાણું છું, કે ત્યાં બીજું કોઈ મુકામ કરે તો ભલે, પણ તારાથી નહિ થાય.'

સીતા બોલી : 'તો જરૂરે નથી. તે કરતાં આ શું ખોટું ? જે થોડા કલાક મળે એ ફરવામાં જ કાઢી નાખશું. કહે છે, રંગુન ઘણું જોવા જેવું છે.'

'ખરી વાત છે. સૌથી મોટા શ્વેત પેગોડાથી માંડી મોટા, મધ્યમ, નાના એવા હજારો પેગોડાઓ છે, એમાંથી કોઈ એકાદ જોઈ લીધો કે બીજા બધાયે જોવાઈ જાય.'

સીતા છણકો કરી બોલી; 'શું બોલો છો ! તમે આજકાલ કોણ જાણે કેવા થઈ ગયા છો ! તમારી દલીલ પ્રમાણે તો એક માણસને ઓળખ્યો, ને જાણ્યો એટલે આખી દુનિયાના તમામ માણસોને જાણી લીધા એમ થયું '

મેં કહ્યું: 'માણસ અને ઘણું ખરું એક જ પ્લાનથી તૈયાર કરેલા પેગોડામાં જરા તફાવત છે, સીતા ! વિધાતાનું શ્રેષ્ઠ સર્જન તે આ મનુષ્ય છે. તેમાંયે સૌથી વિસ્મયકારક સર્જન આ માણસનું મન છે. એની સાથે સરખાવી શકાય એવું બીજું સર્જન સૃષ્ટિમાં નથી.'

સીતા બોલી : 'માણસનું મન એક વિસ્મયકારક સર્જન છે એની ના નહિ ! એક માત્ર આ મનની વિકૃતિમાંથી જ જગતમાં

તમામ શૃંખલતાઓ પેદા થયેલી છે.'

આમ કહી સીતા થોડીકવાર મારી સામું જોઈ રહી.

પછી તે બોલી: 'બાબાને માટે મારું મન આજે કેમ આટલું ઝૂર્યા કરતું હશે? માત્ર બૂમ પાડી રડવાનું જ મન થયા કરે છે.'

બોલતાં બોલતાં સીતાની આંખોમાંથી આંસુનો પ્રવાહ વહી રહ્યો.

સીતાને શી રીતે સાન્ત્વન દેવું તેની મને સમજ પડી નહિ.

મેં કહ્યું: 'તેઓ કુશળ છે. અમથી અમથી અમંગલ ચિંતાઓ કરી રડવું ન જોઈએ. રંગુન પહોંચતાં જ હું એક તાકીદનો તાર કરી તેમના સમાચાર મંગાવવા પ્રયાસ કરીશ. તેઓ જરૂર કુશળ છે.'

સીતા પાલવના છેડે આંખો લૂછી નાખી બોલી: 'દયા કરીને એવું કરજો, શ્રીકાન્ત બાબુ! પૃથ્વી પર બાબા સિવાય મારું એવું મારે કોઈ નથી, કોઈ મારી સામે જોનારું યે નથી. તમને કદાચ ખબર નહિ હોય, બાબા ગમે તેવા છે તોયે, મારા બાબાના જેવા આવા પ્રેમાળ બાપ ભાગ્યે જ હશે! કોઈ ન જાણે પણ હું જાણું છું કે તેમણે એક માત્ર મારી જ ખાતર સંસારમાં બદનામીનો બોજો પોતાને માથે ઊંચકી લીધો છે!'

હું મૂંગો બેસી રહ્યો.

સીતા એકદમ ઊઠી ઊભી થઈ, બોલી. 'તમારી સૂટકેસને મે તાળું લગાવી દીધું છે, ચાવી મળીને? ઠીક, હવે જરા ઊંઘી જાઓ. હું—'

એકાએક સીતા બોલતી બંધ થઈ ગઈ.

મેં ગભરાઈને પૂછ્યું: 'તું શું નથી સૂવાની, સીતા?'

સીતાએ બેધ્યાનપણે એકવાર કેબિનના બારણા તરફ જોયું. પછી તે બોલી: 'ના, સૂઈ જઈશ. મરી જાઉં તોયે આ વખતે મારાથી એકલા ડેક પર જવાવાનું નથી.'

આમ કહી તેણે જરા મોટેથી બૂમ મારી: 'નિતાઈ!'

'હુકમ કરો, દિનમણિ!'

આમ બોલતા સદા-જાગૃત મુરબ્બી નિતાઈચંદ્ર બારણામાં આવી ઊભા રહ્યા.

'ચાલ ભાઇ, મને કેબિનમાં પહોંચાડી જા.'

આમ કહી સીતા એકવાર મારી સામે જોઇ ખિન્ન મુખે બહાર નીકળી ગઈ.

સીતામાં આવો ફેરફાર થયેલો જોઈ હું વિચારમાં પડી ગયો. હાસ્યવિનોદ, વાર્તાલાપ અને ભાવાવેગના પૂરમાં આ ત્રણ દિવસ સુધી જેના મુખ પર મેં જરા પણ વિષાદની છાયા સરખીયે જોઈ નહોતી, તેને આજે આવા ભયજનક રૂપમાં બદલી નાખી કયા અદશ્ય કારણે?

કહે છે કે ભાવિ અમંગલ આગલે દિવસે જ આવીને અદશ્ય કારણથી મનને ભારે ભારે કરી નાખે છે! તો શું સીતાના—

'દાદા બાબુ!'

આમ બોલી નિતાઇચિંદ્રે કેબિનનાં બારણાં ઠેલી અંદર પ્રવેશ કર્યો, અને કંઈપણ શિષ્ટાચાર કર્યા વગર જ ભોંય પર બેસી ગયો.

પછી બોલ્યો: 'રાતના બે વાગે જહાજ વિક્ટોરિયા પોઇન્ટ આગળ લંગર નાખશે? એ કેવી જગા છે, દાદાબાબુ?'

મેં જરા ચીડાઈને કહ્યું: 'કેવી જગા છે એ તે વખતે જોયું જશે. જા, ઘડીક ઊંઘી જા.'

નિતાઈ જરા પણ ઉતાવળ દેખાડ્યા વગર બોલ્યો: 'ઊંઘ હવે આજે નહિ આવે, દાદાબાબુ! દિદિમણીની આંખમાંથી આજે

પાણી કેમ બંધ થતું નથી, એ વાતે મને બહુ ચિંતામાં નાખી દીધો છે, દાદાબાબુ. શી ખબર, રાજાબાબુ કેમ હશે !'

આમ કહી નિતાઇ થોડીકવાર ગંભીર મોં કરી બેસી રહ્યો.

વાત ફરી તે બોલ્યો : 'ગમે તેમ, પણ આવે વખતે તમે અમારી સાથે છો, એટલે નિરાંત છે. નહિ તો હું શું કરત, દાદાબાબુ, કંઇ જ સમજાતું નથી.'

મેં સૂવાની તૈયારી કરતાં કહ્યું : 'હવે બીજી કંઇ વાત કાઢીશ, નિતાઈ?'

નિતાઇ એકદમ જરાક હસીને બોલ્યો : 'તમને એક વાત કહેવાનું ભૂલી ગયો છું, દાદાબાબુ મારે ત્યાં છોકરી આવી છે.'

નિતાઇની શુદ્ધ ભાષા અને આવા સાધારણ સમાચાર વિદિત કરવા માટે એણે આવો સમય પસંદ કર્યો એ જોઈ, ગુસ્સે થવું કે હસવું તે ન સમજી શકવાથી હું તેના મોં સામે જોઈ રહ્યો.

નિતાઈએ આગળ બોલવા માંડયું : 'શુભ ખબર સાંભળતાં જ દિદિમણિએ મને કુડી રૂપિયા તરત જ બક્ષિસ કાઢી આપ્યા, ને કહ્યું, નિતાઈ, તારી છોકરીનું નામ પાડયું—'

આટલું બોલી નિતાઈ એકદમ ચૂપ થઇ ગયો.

હું મહામહેનતે હસવાનો આવેગ અને ધીરજ એકદમ થંભાવી દઈ બોલ્યો : 'શું નામ ?'

'રહો—કહું છું. આ બળી જીભને એ બધાં શુરૂદ્ધ નામ બોલતાં આવડે, દાદાબાબુ ? રહો—કહું છું.'

આમ કહી નિતાઈ થોડીવાર મનમાં મનમાં કંઈક ગણગણ કરી પછી પ્રગટપણે બોલ્યો : 'હં, આવડયું. પરમિલા ! સરસ નામ છે ને, દાદાબાબુ ? પરમિલા ! હં, દાદાબાબુ, આ નામનો અરથ શું ?'

હું હાસ્યવેગ રોકી રાખી બોલ્યો: 'અત્યારે નહિ, નિતાઈ. રાતના એક વાગે બેસાડી રાખી, નામૂનો અર્થ કરવાનું હવે કહીશ નહિ, ભાઈ! જા, સૂઈ જા.'

'તો જાઉં છું. પણ—'

આમ કહી નિતાઈએ ઘડીભર મારા મોં સામે જોયું. તેણે શું જોયું તે તેને ખબર, પરંતુ બીજી જ પળે તે બહાર નીકળી ગયો.

હું દીવો હોલવી સૂઈ ગયો.

મનમાં અનેક જાતના પ્રશ્નો ઉત્પન્ન થવાથી, કેટલાક સમય સુધી હું ઊંઘી શકયો નહિ. ઓચિંતાની એક વખત જહાજની ગતિ બંધ થઈ ગઈ, અને સાથે સાથે લંગર પડવાના ભારે અવાજે મને જણાવી દીધું કે જહાજ વિકટોરિયા પોઈન્ટે આવી પહોંચ્યું છે.

# ૧૮

વહેલી સવારે સીતાની બૂમથી મારી ઊંઘ ઊડી ગઈ.

દીવો સળગાવતાં મને ખબર પડી કે નિતાઈની સાથે સીતા કૅબિનની બહાર ઊભી છે. મેં કૅબિનનાં બારણાં ઉઘાડી દઈ કહ્યું: 'અંદર આવ, સીતા!'

સીતા આગ્રહપૂર્વક બોલી: 'ના, ના. તમે દાતણપાણી કરી ઝટપટ પ્રાતઃ કર્મ પતાવી લો. જલદી કરજો, આપણે નદીમાં થઈને જઈ રહ્યાં છીએ. હું ડેક પર છું.'

આમ કહી સીતા નિતાઈને સાથે આવવાનો ઈશારો કરી આગળ નીકળી ગઈ.

અડધા કલાક પછી બધી રીતે તૈયાર થઈ, હું જ્યારે ડેક પર જઈ પહોંચ્યો ત્યારે જોયું તો સીતા નદીના કિનારા તરફ જોતી ઊભેલી હતી.

મને જોઈ સીતા મધુર અવાજે બોલી: 'માત્ર પાણી પાણી જોઈને થાકી ગયા પછી જમીન, ઝાડપાલો, અને ઘરો જોઈને આટલો બધો આનંદ થતો હશે એની મને આ પહેલાં ખબર નહોતી.'

આમ કહી સીતાએ નિતાઈને ઈશારો કરી બોલાવી ફરીથી કહ્યું: 'હવે પથારી બથારી બધું બાંધી નાખ, જા. હવે બહુ વાર નથી.'

નિતાઈ મારી સામે જોઈ બોલ્યો: 'તમારી કેબિનની ચાવી આપો, દાદાબાબુ!'

મેં મૂંગા મૂંગા ચાવી કાઢી નિતાઈના હાથમાં મૂકી દીધી.

જોયું તો સીતાનું મોં પ્રસન્ન પ્રકાશથી ભરાઈ ગયું હતું.

મનમાં મનમાં શંકિત થઈ મેં પૂછ્યું: 'તું પાંચ મિનિટ ઊંઘી હોય એવું નથી લાગતું, સીતા!'

સીતાના મોં પર કઠોર હાસ્ય ફૂટી આવ્યું. તે બોલી: ! 'તમે કેવું બોલો છો આ! આટલી બધી ચિંતા માથા પર લઈને માણસ કદી ઊંઘી શકે ખરો?'

પ્રસંગ બદલવા માટે મેં કહ્યું: 'જટાધારી બાબા ક્યાં છે? જરૂર તપસ્યામાં બેઠા હશે, નહિ?'

સીતા બોલી: 'હા, જપ કરવા બેઠા છે. તેમનો સરસામાન બધો બંધાઈ ગયો છે.'

સીતા એકાએક બેધ્યાન બની ગઈ.

મેં કહ્યું: 'હું માનું છું કે બ્રહ્મદેશ તને ગમશે, સીતા.'

સીતા મ્લાન સ્વરે બોલી: 'ગમવું ન ગમવું એ બધું ઘણુંખરું 'જો' અને 'પણ' ની ઊપર આધાર રાખશે. તે છોને આધાર રાખે. તેમ છતાં પણ મારા જીવનમાં આવો દિવસ કદીપણ આવશે એવું મારી કલ્પનામાં યે કદી નહોતું. અત્યારે મારા મનમાં એ જ એક પ્રશ્ન ફરી ફરીને જાગે છે કે હું કઈ રીતે નિતાઈ ઉપર આધાર રાખી,

આ લાંબા પ્રવાસે નીકળી પડવાની હિંમત કરી શકી હતી ? નસીબ જોગે જો તમે ના મળી ગયા હોત તો......'

સીતાના કંઠસ્વરમાં જે અકૃત્રિમતા પ્રગટી નીકળી હતી, તેને હસીને ઉડાવી દેવાની પ્રવૃત્તિ હું કરી શક્યો નહિ.

મેં કહ્યું: 'સીતા, માણસની નજર તે કેટલુંક દેખી શકે ? માણસનું જ્ઞાન તે કેટલુંક જાણી શકે ? માણસની શક્તિ કેટલી તુચ્છ અને અર્થહીન છે, તે ભગવાને મારી આંખમાં આંગળી નાખી વારંવાર બતાવી દીધું છે. માત્ર ભગવાન ઉપર વિશ્વાસ રાખી માણસ ચાલી શકે કે ન ચાલી શકે, પરંતુ ભગવાનની દૃષ્ટિમાં કદી ભૂલ થતી નથી. તેઓ જ નિરાધારને સહાય કરે છે, સીતા.'

સીતા ધીમું હસીને બોલી: 'તમારા આ શબ્દો જો જટાધારી-કાકાના મુખમાંથી નીકળતા હોત તો વધારે શોભત. પરંતુ તમારા મનને આટલું બધું શેણે થીજવી નાખ્યું છે, કહેશો ?'

સીતાનો આ અણધાર્યો અપૂર્વ પ્રશ્ન સાંભળી હું મૂઢ બની ગયો. 'તું શું કહેવા માગે છે, સીતા ?' મેં પૂછ્યું.

સીતા પહેલાંની પેઠે જ ખડખડ હસી પડી બોલી: 'હું એ કહું છું કે તમારા મુખને અને ઉંમરને આવી બધી મોટી મોટી આધ્યાત્મિક વાતો બિલકુલ શોભતી નથી. તમારી જે ઉંમર છે, એ ઉંમરમાં આટલું બધું પરમુખાપેક્ષી થવું પણ શોભતું નથી. પછી એ ભગવાન હોય તોપણ. કારણ કે જે ઉંમરે પુરુષ પોતાની અંદર પોતાને પ્રતિષ્ઠિત કરે છે, પોતાના કર્તવ્યમાં સસાગરા પૃથ્વીને સમાવવા ઇચ્છે છે, કોઈપણ ભય જ્યારે એને લેશમાત્ર ડરાવી શકતો નથી, તે ઉંમરે જો એ માણસ આધ્યાત્મિક બોલીનો આશ્રય લઈ પોતાના સ્વત્વને છુપાવી રાખવા ઇચ્છે તો એના જેવો ગુનો બીજો કોઈ નથી. અપવ્યય કરનાર શ્રીમંતની પેઠે તેને પણ સજા થવી જોઈએ, એ જ હું તમને કહેવા માગતી હતી.'

આમ કહી સીતા ધીમેથી મધુર સ્વરે હસી પડી.

હું સમજી ગયો કે સીતાએ પેલા દિવસનો આઘાત સેંકડો ગણો કરી વાળી દીધો હતો.

મેં હસીને કહ્યું: 'પરંતુ મારી ઉંમર પણ કંઈ ઓછી થઈ નથી, સીતા!'

'ઓછી જ છે તો, શ્રીકાન્તબાબુ! બત્રીસ કે તેત્રીસ વરસ જો કે બહુ ઓછાં પણ ન કહેવાય, એની ના નહિ! પરંતુ તમે ઉંમર જેટલી વધારે હોવાનો દાવો કરો છો એટલી વધારે તો એ નથી જ.'

આમ કહી સીતા ફરીથી હસી પડી.

હસવું બંધ રહ્યા પછી એ બોલી: 'પરંતુ આપણે જહાજમાંથી ઊતરી ક્યાં ઊભાં રહીશું એનો બંદોબસ્ત તો હજી લગી થયો નહિ?'

મેં હસતાં હસતાં કહ્યું: 'ચાલોને વિધાતાની ઉપર જ એનો ભાર નાખી જોઈએ એ શું કરે છે. હા, એ જો કંઈ જ બંદોબસ્ત નહિ કરે, તો પછી મારે જ તે કરવો પડશે.'

સીતાએ હસીને કહ્યું: 'બહુ સરસ.'

ધીરે ધીરે પ્રભાત થયું. જહાજ ઈરાવતી નદીના ઊંડા પાણીમાં ધાર્યા કરતાં ધીમી ગતિએ દોડી રહ્યું હતું. નદીના બેય કિનારે જંગલમાં વચમાં વચમાં બર્મી—ગામડાં દેખાતાં હતાં. અહીં તહીં નાના નાના પેગોડા એટલે કે બુદ્ધમંદિર દેખાતાં હતાં.

સીતાના મુખ પર પ્રભાતનો પ્રકાશ પડ્યો. તેના જાગરણથી થાકેલા, શુષ્ક, રૂક્ષ મુખ ઉપર નાની નાની કેશની લટો પ્રભાતના પવનમાં વારંવાર આઘાત કરી રહી હતી. રૂક્ષ કમનીયતા પણ કેવી મનોરમ અને સૌન્દર્યમંડિત હોઈ શકે છે તે આ પહેલાં કદી પણ આવી રીતે મારી નજરે પડ્યું નહોતું; અથવા તો આવા ગભીર ભાવે ધ્યાન એકાગ્ર કરવાની તક પણ મને મળી નહોતી.

મેં આંખ ફેરવી લીધી.

સીતાએ મારી સામે જોઈ પૂછ્યું: 'હજી કેટલું દૂર છે?'

મેં કહ્યું: 'કેટલા વાગ્યા છે? સાત પહેલાં પહોંચીએ એમ નથી લાગતું.'

'હજી એક કલાક છે!'

આમ કહી સીતા એકદમ એક ડેકચેર પર બેસી પડી.

પછી તે મારી સામે જોઈ બોલી: 'બેસો.'

હું બેઠો. થોડો સમય સીતા કંઈપણ બોલ્યા વગર બેસી રહી, પછી એકદમ કંપી ઊઠી બોલી: 'હાય મા! તમારો ભેટો ન થઈ ગયો હોત તો હું શું કરત! રડી રડીને હું આંધળી જ થઈ જાત!'

સીતાના અવાજમાં જે અકૃત્રિમતા પ્રતિબિંબિત થઈ, તેણે મને ભયભીત કરી નાખ્યો.

મેં પ્રયત્ન પૂર્વક મંદ હાસ્ય કરી કહ્યું: 'ઘડીએ ઘડીએ શું છોકરવાદી કરે છે તું, સીતો? મારો ભેટો ન થયો હોત તો—તો વળી શું ખાટુંમોળું થઈ જવાનું હતું?'

સીતાની વિશાળ આંખો પહોળી થઈ મારા મોં પર જડાઈ ગઈ. સીતા બોલી: 'ખાટુંમોળું જ થઈ જાત!'

આમ કહી એકીટશે થોડીવાર જોઈ રહી તે ફરીથી બોલી: 'એટલા બધા નિર્દય નહિ થવાય તમારાથી. તમે જે ન જાણો, ન સમજો, એ વિષે પાછું ફાવે તેમ બોલવા માંડયું છે એ ધ્યાન પર લાવું છું.'

સીતાનું મોં એકાએક શરમથી લાલ થઈ ગયું.

એવામાં નિતાઈચંદ્રે ત્યાં હાજર થઈ જઈ મને જવાબ દેવાની જવાબદારીમાંથી મુક્ત કરી દીધો.

તે બોલ્યો: 'બધું બાંધવા કરવાનું કામ પતી ગયું છે, દિદિમણિ.'

સીતાએ સહજ સ્વરે કહ્યું: 'જટાધારી કાકાનું વ્યાઘ્રચર્મ?'

નિતાઈ અભિમાન પૂર્વક બોલ્યો: 'વાઘનું ચામડું, કમંડલુ, લોટા, ચીપિયો, હુક્કો, ચિરૂટની ડબી, બધુંયે,—બધુંયે બાંધી દીધું છે.'

'તો તો તારે બધું ફરી છોડવું પડશે, નિતાઇચંદ્ર!'

પાછળથી જટાધારી ઠાકુરનો ગંભીર ઘોષ સંભળાયો.

અમે ઊઠી ઊભા થયા!

જોયું તો વિશાળકાય જટાધારી ઠાકુર પીળાં ભગવાં અને લાંબા ઝબ્ભામાં વિભૂષિત થઈ, જોવા લાયક અંગભંગિ કરી ઊભા હતા.

સીતાએ નીચા નમી એમને પ્રણામ કર્યા અને મારે પણ સાથે સાથે તેનું અનુકરણ કરવું પડ્યું.

નિતાઈએ માથું ખંજવાળતાં ખંજવાળતાં કહ્યું: 'ફરી બધું છોડવું પડશે, બાબાઠાકુર?'

'હાસ્તો. વ્યાઘ્રચર્મ અને કમંડલું બહાર રાખવાનું છે. ચિરૂટની ડબી પણ બહાર જ જોઈશે. જા, કામ પૂરું કરી આરામ લે, ભાઈ.'

આમ કહી જટાધારીએ સીતાની સામે જોઇ સ્નિગ્ધ હસીને ફરીથી કહ્યું: 'ચાની ધમાલ અહીં જ પતાવી લઇએ તો શું ખોટું, મા? બાકી આપણા શ્રીકાન્તબાબુ શી ખબર ક્યારે આપણને ક્યાં ઉતારી શકશે તેનું કંઇ ચોક્કસ કહેવાય નહિ, એટલે—'

સીતા વ્યગ્ર સ્વરે બોલી: 'ખરું કહ્યું, કાકાબાબુ.'

નિતાઇ હજી રાહ જોતો ઊભો હતો. તેની સામે જોઇ સીતાએ ફરીથી કહ્યું: 'એક કીટલી ગરમ પાણી લઇ આવ, ભાઇ! હું હમણાં જ કેબિનમાં જાઉં છું.'

ઊતરી ગયેલા મોઢે નિતાઇચંદ્ર ઝડપથી જતો રહ્યો.

જટાધારી મારી સામે જોઇ મંદ મંદ હસતા હતા. મારી આંખે આંખ મળતાં જ તે બોલ્યા: 'બોજો અત્યારે અસહ્ય લાગે છે એની ના નહિ, પરંતુ સ્વભાવના નિયમે એ વહેવાની ટેવ પડી જશે, પછી બહુ લાગશે નહિ.'

મેં શંકિત દૃષ્ટિએ નજર કરી કહ્યુંઃ 'મારા માથા પરનો બોજો તો ભગવાને હમેશને માટે ઉતારી નાખ્યો છે. એટલે અસહ્ય કે સુસહ્ય કશો જ બોજો મારે માથે નથી.'

સંન્યાસી નિષ્પલક દૃષ્ટિએ જોઇ રહી ભેદી હાસ્ય કરતા બોલ્યાઃ 'નથી ? તમારી ભૂલ થાય છે, શ્રીકાન્તબાબુ ! સમજવામાં તમારી ભૂલ થાય છે. માણુસ આવી જ રીતે આંખો મીંચી જ્વલંત સત્યની ઉપેક્ષા કરવા ઇચ્છે છે. પરંતુ એ ફાવે છે શું ? નથી ફાવતો. વિધાતાના શબ્દોમાં કદી પણ આઘું પાછું થતું નથી, થઇ શકતું નથી.'

સીતા નિષ્પલક દૃષ્ટિએ જોઇ રહી અમારી વાતચીત સાંભળતી હતી. તેની સામે જોઇ જટાધારીએ કહ્યુંઃ 'તારે હવે આમ ઊભાં રહેવું નહિ પાલવે, મા. શ્રીકાન્તબાબુને વળી એકલી ચા પીવાની ટેવ નહિ ! એમને માટે ગમે તે કંઇ બંદોબસ્ત તો કરવો પડશેને ?'

સીતાના મોં પર સ્નેહાળ હાસ્ય ફૂટી નીકળ્યું. તે સચકિત નયને મારી સામું જોઈ બોલીઃ 'તમે બહુ મોડું ન કરશો, શ્રીકાન્ત-બાબુ ! આ કરતાં મને બહુ વાર નહિ લાગે.'

સીતાના ગયા પછી, જટાધારી ઠાકુરે મારી સામું એવી એક અંતર્ભેદી દૃષ્ટિએ કરી કે એ ન સહન કરી શકવાથી, મેં આંખ નીચી ઢાળી દીધી.

જટાધારીએ કહ્યુંઃ 'હાં, હું એમ કહેતો હતો, શ્રીકાન્તબાબુ, કે માથા પરનો બોજો દરેક વખતે દેખાતો નથી, એ વાત સાચી છે,—પરંતુ એથી ભારનું દુઃખ ઓછું થઈ જાય છે એવું થોડું જ છે ? નથી થતું. ભાર વગરના, બોજા વગરના મસ્તકનો સ્વાભાવિક આનંદ તમારા મોં પર તો કંઈ દેખાતો નથી, શ્રીકાન્તબાબુ ! તમે ગઈ કાલના રાત ને દિવસ આ બોજો ઉતારી નાખવાના પ્રયાસમાં, અનેક પ્રકારે કંઈ ને કંઈ રસ્તો શોધી કાઢવામાં લાગેલા છો, એનું શું કારણ

એ કહેશો ? સત્યનો સ્વીકાર કરો, નિઃશંક નિર્ભય ચિત્તે સત્યનો સ્વીકાર કરો, શ્રીકાન્તબાબુ !'

મારી ધીરજની હવે હદ રહી નહિ. મેં કહ્યું: 'મનુષ્યત્વ અને જવાબદારી એ બે એક વસ્તુ નથી, જટાધારીબાબુ ! માણસ ભદ્રતાની ખાતર જો કંઈ જવાબદારીનું પાલન કરવાનો પ્રયાસ કરે તો એને મનુષ્યત્વ કહે છે. અને જે કર્તવ્યનું પાલન અતિ આવશ્યક—અનિવાર્ય હોય છે તેને જ કેવળ જવાબદારીનો ભાર કહી શકાય એમ મારું માનવું છે.'

જટાધારીએ હસતાં હસતાં કહ્યું: 'સાધુ ! સાધુ ! પરંતુ મુસીબત ક્યાં છે, ખબર છે, શ્રીકાન્તબાબુ ! જ્યાં માણસ જવાબદારીને મનુષ્યત્વ સમજી ભ્રમ કરે છે ત્યાં જ બધી મુસીબત છે. અવશ્ય, હું તમને બિલકુલે દોષી નથી ઠરાવતો. ઊલટું, હું તો તમને ધન્યવાદ આપું છું, અને ઈશ્વરનું નામ લઈ તમને આશીર્વાદ આપું છું કે તે જલદી તમારો ભ્રમ દૂર કરી તમને શાંતિનું દાન કરે.'

મારું મન ખૂબ જ કડવું થઈ ગયું. મેં મનમાં મનમાં પ્રતિજ્ઞા કરી કે હું આ સંન્યાસીને થોડા જ વખતમાં ખબર પાડી દઈશ કે તેમની કહેવાતી સર્વજ્ઞતાના મૂળમાં કેવી ગંભીર ગલતી રહી જવા પામી છે !

જટાધારીએ હસતાં હસતાં ફરીથી કહ્યું:

'મેં મારા આખા જીવનમાં એવો જ અનુભવ કર્યો છે કે માણસ જ્યારે પોતાના મનથી પોતા પરનો વિશ્વાસ ખોઈ બેસે છે, ત્યારે જ તે બિલકુલ વગર કારણે બીજાની ઉપર ગુસ્સે થઈ જાય છે. પરંતુ પરિણામે તે પોતાને જ સજા કરે છે ! 'મનનાં આંખ-મીંચામણાં' નામે એક શબ્દ છે, યાદ છે ને ? જગતમાં જેટલાં બધાં હઠનાં—અવિચારનાં પાપ છે, તે બધાંમાં સૌથી મોટું પાપ 'મનનાં

આંખ મીંચામણાં' છે, શ્રીકાન્તબાબુ! માણસ તે વખતે પોતાની જ સાથે છેતરપંડી રમે છે. પોતાનો જ સર્વનાશ, માણસ પોતે જ જેવા વ્યાપક અને વિપુલ ભાવે કરી શકે છે તેનો બીજો કોઈ કરી શકતું નથી. તેથી હું તમને, મિત્ર ભાવે આ ઉપદેશ આપું છું કે જો કદી પણ એવી પરિસ્થિતિમાં આવી પડો, તો સન્માનની જૂઠી સમજને ટકાવી રાખવા મથવાને બદલે, સત્યની આગળ આત્મસમર્પણ કરી દેજો. પરિણામે તમે પોતે પણ સુખી થશો, શાંત થશો, ને તૃપ્ત થશો. નિજની શાંતિ અને તૃપ્તિની આગળ તો આખી પૃથ્વીનું સામ્રાજ્ય પણ તુચ્છ છે, શ્રીકાન્તબાબુ!'

મેં કંઈ જવાબ દીધો નહિ, કારણકે એવું કરવા જતાં તો જે બાબતના પડછાયે પણ હું ઊભો રહેવા નહોતો માગતો, તેમાંજ ફસાઈ પડવાનું થતું હતું. હું અશાંતિમય વિચારજાળમાં સપડાવા લાગ્યો.

એવામાં નિતાઈએ મારો છૂટકો કર્યો.

તે બંને હાથમાં જટાધારી માટે બે કપ ચા લાવ્યો હતો. એક કપ તેમના હાથમાં આપી બીજો કપ લઈ ઊભા રહેતી વખતે તેણે મને કહ્યું: 'દિદિમણિ તમને બોલાવે છે, દાદાબાબુ!'

જટાધારી ઠાકુર બોલ્યા; 'જલદી જાઓ, શ્રીકાન્તબાબુ, જહાજ ધક્કામાં આવી પહોંચ્યું છે.'

મેં જોયું તો જહાજ રંગુનના સ્ટ્રાન્ડ બંદર આગળ આવી પહોંચ્યું હતું, અને ધક્કાને લાગી રહ્યું હતું.

હું ઝડપથી સીતાની કૅબિન તરફ જવા નીકળ્યો.

## ૧૯

જહાજમાંથી ઊતર્યા પછી, કસ્ટમ અને પોલિસની તપાસનો અધ્યાય સંપૂર્ણ થઈ ગયા પછી, સરસામાન બે મોટરોમાં ભરાવી અમે ત્રીજી મોટરમાં બેઠાં ત્યાં સુધી યે હું નક્કી નહોતો કરી શક્યો કે આ વિચિત્ર સાથીદારોને લઈને કોને બારણે જઈને, હું થોડાક કલાકનોયે અતિથિ થઈ શકીશ ?

ત્રણે ટેકસીઓના ત્રણે ડ્રાઇવરોએ અમારી સામે જોઈ એક જ પ્રશ્ન કર્યો: 'કાંહા ચલેગા, હુજુર ?'

સીતા મૃદુ હાસ્ય કરી બોલી: 'બોલો, શ્રીકાન્તબાબુ ! અને જો ક્યાંયે જવાની જગા ન હોય તો ઊભે રસ્તે ફરતા ફરવાનું કહી દો.'

છેવટે મેં નક્કી કરી કહ્યું: 'કાંડાવલે તરફ હાંકો.'

મોટરની કતાર ચાલવા માંડી.

સૌથી પહેલી અમારી ગાડી હતી—સીતા, હું, અને ડ્રાઇવરની જોડમાં સદાજાગ્રત મુરબ્બી નિતાઈચંદ્રને લઈ તે દોડી રહી હતી. વચલી મોટરમાં શ્રીમાન જટાધારી બાબાઠાકુરને લગભગ ઢાંકી દઈને

પેટી પટારા બિસ્તરા પોટલાં પડયાં હતાં, અને છેલ્લી મોટર નાનકડા ડુંગર જેટલા સમ સામાનથી ભરાઈને દોડી રહી હતી.

સીતાના મોં પર નજર કરતાં જોયું તો તેના મોં પર વિસ્મયની છાયા ફૂટી નીકળી હતી.

થોડી વાર પછી તે ગાલ ભરી હસીને બોલીઃ ' આ વળી કેવી નવી દુનિયામાં આવ્યા, શ્રીકાન્તબાબુ? અહીંનું બધુંયે મારી નજરે નવું જ દેખાય છે! આવો દેશ પણ આપણી આટલી બધી નજીકમાં જ છે એ નવાઈ જેવું નથી ? '

હું મૂંગો બેસી રહ્યો, કંઈ જવાબ દીધો નહિ.

સીતાએ ફરીથી હસીને કહ્યું: ' ઓ મા !' કેશ બાંધવાનો કેવો ભયંકર રિવાજ છે અહીંયાં! વારુ, સાચેસાચ શું આ બધી સ્ત્રીઓના માથાના વાળ એટલા બધા લાંબા છે કે એક હાથ ઊંચો અંબોડો બાંધી શકાય ? '

મેં ધીમું હસીને કહ્યું: 'દેખાય છે તો એવું ! '

સીતાને મારો જવાબ સાંભળી સંતોષ થયો નહિ.

તે બોલીઃ 'દેખાય છે તો એવું એનો અર્થ શું? જોઉં તો હું પણ છું, પરંતુ સમજાવું જોઈએને ! '

આમ કહી સીતા મારા જવાબની રાહ જોયા વગર વિસ્મય ભર્યા કંઠે ફરીથી બોલીઃ ' જુઓ ! જુઓ ! '

જોયું તો એક જગાએ કેટલીક બર્મી સ્ત્રીઓ તાડના જેવાં પાંદડાંની બનાવેલી મોટી છત્રીની નીચે ભાત અને જુદી જુદી શાક-ભાજી વેચવા બેઠી હતી, અને ઘણાં બર્મી સ્ત્રીપુરુષો તે વેચાતી લઈ ખાતાં હતાં.

મેં કહ્યું: ' અહીંનો રિવાજ જ એવો છે, સીતા.'

સીતાનું નાક ઘૃણાથી ચડી ગયું.

તે બોલીઃ 'મરી જાઉં તોયે મારાથી રસ્તા પર બેસી આવી રીતે ખાવાનું ન બને.'

મેં નવાઈ પામી પૂછ્યુંઃ 'તારી હિંમત પણ ઓછી નથી, સીતા, કે એ લોકોની સાથે તારી સરખામણી કરે છે!'

સીતાની ભમરો ખેંચાઈ. તે બોલીઃ 'કેમ, એમાં શો ફેર છે? આ બધી જુવાન છોકરીઓ રેશમની લુંગીઓ પહેરી ખાવા બેઠી છે, એ શું હલકા ઘરની દીકરીઓ હશે, એમ તમે કહેવા માંગો છો?'

'હું કંઈ જ કહેવા માગતો નથી, સીતા. હું તો માત્ર એટલું જ જાણું કે એ છોકરાઓની સાથે તારી સરખામણી કરવાનો વિચાર પણ ન કરી શકાય.' મેં ધીમા સ્વરે કહ્યું.

સીતાનું મુખ સ્નિગ્ધ પ્રકાશથી ઉજ્જ્વળ બની ગયું.

એવામાં મોટરો કાંડાવલે આવી પહોંચી. મેં ડ્રાઈવરને ૧૦૧ નંબરની ગલીમાં જવાનો હુકમ કર્યો, અને થોડી વારમાં એક અતિ પરિચિત ઘર આગળ આવી પહોંચતાં મોટર ઊભી રાખવાનું કહ્યું.

ત્રણે મોટરો ઊભી રહી.

મારા મનમાં ભૂતકાળના અનેક વિચારો ઊભરાઈ રહ્યા હતા. એક વખતે જેની સ્વાર્થની ગંધ વિનાની મૈત્રીથી મારા પ્રવાસના દિવસો આનંદમય બની ગયા હતા, આજે ઘણા સમય પછી, પાછો તેને જ બારણે, કશા પણ સંકોચ કે શરમ વગર હું આવી ઊભો હતો.

મારા મનમાં દૃઢ વિશ્વાસ હતો કે મારે કદી પણ પાછા ફરવું નહિ પડે.

મને મૂંગો નિસ્તેજ ભાવે બેસી રહેલો જોઈ સીતા નવાઈ પામી બોલીઃ 'શું થયું? નંબરમાં ભૂલ કરી છે શું?'

હું એકાએક જાણે જાગ્રત થઈ ગયો; મોટરમાંથી ઊતરી વિશાળ હવેલી તરફ મેં નજર કરી.

ત્રણ મોટરોને ઘર આગળ ઊભેલી જોઈ કેટલાંક છોકરાં બીજા માળના ઝરૂખામાં ભેગાં થઈ ગયાં હતાં; તેમની તરફ મેં ધારીને જોયું પણ એકને ઓળખી શક્યો નહિ.

મારું મન શંકાથી ભરાઈ ગયું; તો શું મિત્ર નિઝામે પોતાનું ઘર વેચી નાખ્યું હતું? એ શું સંભવિત છે?

નિઝામ જારવેદી મુસલમાન હતો. નિઝામના પિતા ચટ્ટગામના મુસલમાન અને તેની માતા બર્મી મહિલા હતી. નિઝામના પિતાએ બ્રહ્મદેશમાં વેપાર કરી અઢળક ધન ભેગું કર્યું હતું. પોતાના એક માત્ર સંતાન નિઝામને બધી રીતે મોટો કરી બંને મરણ શરણ થયાં હતાં. નિઝામની સાથેનો મારો પરિચય ગાઢ અને પવિત્ર મૈત્રીના બંધન રૂપે પરિણમ્યો હતો. નિઝામની પત્ની મા–ટુન એવી સ્નેહાળ, અને નમ્ર સ્વભાવની બાઇ હતી કે કોઈ પણ સમાજ એને માટે ગર્વ લે.

મારા મનમાં જ્યારે ભૂતકાળની સ્મૃતિઓ ઊભરાતી હતી, ત્યારે શું કરવું તેનો હું કંઈ નિર્ણય કરી શકું તે પહેલાં જ, જટાધારી ઠાકુર ગંભીર અવાજે બોલ્યાઃ

‘ભૂતકાળને સમાધિની અંદર જ રહેવા દો, શ્રીકાન્તબાબુ! વર્તમાન તરંગિત થઈ રહ્યો છે, એને શાંત કરવાનો રસ્તો કરો.’

મેં આ અંતર્યામી સમા સંન્યાસીની સામે વિમુગ્ધ દૃષ્ટિએ નજર કરી લઇ, ફરી ઉપર નજર નાખી.

એક છોકરી ઉપરના ઝરૂખામાંથી બોલીઃ ‘કોણ, શ્રીકાન્ત અંકલ કે?’

હું ઉશ્કેરાટથી કંપી ઊઠ્યો.

આનંદથી મૂઢ બનેલા સ્વરે મેં જવાબ દીધોઃ ‘હા, મા, હું છું. તું કોણ, ખાતિજા?’

ખાતિજા હવે ઊભી રહી નહિ. હો હો કરી બૂમાબૂમ મચાવી

મૂકી તે ધબધબ નીચે ઊતરી આવી, અને બર્મી ભાષામાં ફરિયાદ ભર્યા કંઠે બોલી: 'મા તમને જોતાં જ ઓળખી ગઈ છે. મા કહે છે કે તમે અજાણ્યાની પેઠે રસ્તામાં કેમ ઊભા રહ્યા છો? ચાલો, સૌને લઈને ઉપર ચાલો. અમારા બે ફ્લાટ ખાલી છે, કંઇ અગવડ નહિ પડે.'

સીતાના વિસ્મય ભર્યા મોં સામે જરા નજર કરી લઇ મેં છોકરીને પૂછ્યું: 'તારા પિતા ક્યાં છે, ખાતિજા?'

'બાબા પેગુ ગયા છે. રાતે આવી જશે.'

આમ કહી ખાતિજાએ સીતાની સામે નજર કરી લઇ મને પૂછ્યું: 'એ કોણ? મારાં કાકી—મા?'

મારું શરીર શરમથી ઝમઝમ કરવા લાગ્યું. મારા નસીબે એટલું સારું હતું કે ખાતિમા બર્મી ભાષામાં વાતચીત કરતી હતી. મેં ગભરાઇને કહ્યું: 'ના, ના, તેઓ મારાં સંબંધી છે. આજે રાતના મેલમાં તેઓ પ્રોમ જવાનાં છે, એટલે થોડાક કલાક માટે તમારે ઘેર લઈ આવ્યો છું.'

ખાતિજા અતિ પરિચિત હોય તેમ સીતાની પાસે જઈ બર્મી રીત મુજબ બે હથેળીઓ જોડી બોલી: 'માબાયેરે!'

સીતા હસી પડી બોલી: 'ઓ મા! છોકરી શું બોલે છે, શ્રીકાન્તબાબુ!'

મેં કહ્યું: 'તમને નમસ્કાર કરે છે. હવે ફિકર નહિ, નીચે ઉતર, સીતા.'

એવામાં જટાધારી ઠાકુર બોલ્યા: નિતાઇચંદ્ર, મને આ વલ્મીક સ્તૂપમાંથી બહાર નીકળવામાં મદદ કર, ભાઈ!'

નિતાઇ એ તરફ દોડી ગયો.

જટાધારી ઠાકુરને જોઇ ખાતિજાના ભય અને વિસ્મયની હદ

રહી નહિ. તે ભયમિશ્રિત કંઠે બોલીઃ 'ઓ, કાકા! આ વળી કોણ છે?'

મેં એને ઓળખાણ કરાવી.

ત્યાર પછી અમે ખાતિજાએ બતાવ્યા મુજબ એમના બે ખાલી ફ્લાટમાં રૂડી રીતે મુકામ કર્યો, અને સ્નાન આહ્નિક વગેરે તમામ કાર્યો સમાપ્ત કર્યા પછી, બીજી વાર ચાની સાથે ભારે ભોજન પણ સમાપ્ત કર્યું, ત્યારે ખાતિજાએ આવીને ધીરેથી કહ્યુંઃ 'અમ્મા જરા તમને બોલાવે છે, અંકલ!'

મને કાકાને બદલે અંકલ કહીને બોલાવવાની ખાતિજાને ટેવ હતી. મેં જવાબ દીધોઃ 'ચાલ, મા.'

પાછળથી સીતા બોલીઃ 'મને બધું દેખાડવાનું કહેતા હતાને? વળી પહેલાં બાબાને એક તાર કરવાનો હતોને?'

બોલતાં બોલતાં સીતાનો કંઠસ્વર કંપી ઊઠ્યો.

# ૨૦

હું એકદમ ઊભો રહી ગયો.

ખાતિના બોલીઃ 'કેમ, ચાલોને.'

મેં કહ્યુંઃ 'તારી માને કહે, મને માફ કરે, ખાતિજા. હું એક તાર કરી હમણાં જ આવું છું.'

આમ કહી હું ઝડપથી નીચે ઊતરી ગયો.

રંગુનના સૌથી સસ્તા અને પુષ્કળ પ્રમાણમાં પ્રચલિત, મનુષ્યથી ખેંચાતા વાહન—રીક્ષામાં બેસી, હું તાર ઑફિસે જઈ પહોંચ્યો અને નિવારણબાબુના નામે એક એકસ્પ્રેસ તાર કરી દીધો. મોકલનાર તરીકે સીતાના નામનો ઉપયોગ કર્યો અને તરત જ તારનો જવાબ આપવાનો ખાસ આગ્રહ કર્યો.

ઘણા વખતે બ્રહ્મદેશમાં આવ્યો હતો. અહીંના અનેક મિત્રોને મળવા માટે મારા મનમાં પાર વગરનો ઉત્સાહ હતો. પરંતુ જ્યાં લગી

સીતાને પ્રેમની ગાડીમાં બેસાડી આવું નહિ ત્યાં સુધી મારો ઉત્સાહ દબાવી રાખવા સિવાય બીજો કોઈજ રસ્તો દેખાતો નહોતો.

મિત્ર નિજામને ઘેર પાછા આવીને જોયું તો જટાધારી ઠાકુર અને નિતાઈચંદ્ર બહાર ફરવા નીકળી પડ્યા હતા, અને સીતા ખાતિજાની માતાની સાથે વાતો ચીતો કરવા એમના ફ્લાટમાં ગઈ હતી.

ખાતિજા મારી રાહ જોતી અમારા ફ્લાટમાં બેઠી હતી. એને મોઢેજ આ બધા સમાચાર જાણવા મળ્યા.

ખાતિજાએ આગળ કહ્યું: 'તમારી મિત્રને બોલાવી આવું, અંકલ?'

મેં કહ્યું: 'ના, ખાતિજા, એવી કંઈ જરૂર નથી. તું અહીં આવ. આપણે જરા વાતો ચીતો કરીએ.'

ખાતિજા હસતે મોઢે બોલી: 'તમે મને એકદમ ઓળખી શક્યા નહિ ને?'

મેં કહ્યું: 'ના, એ કંઇ આજકાલની વાત થોડીજ છે! તને જોયે આજકાલ કરતાં સાત વરસ થયાં, તે વખતે તારી ઉંમર બહુ તો ચાર કે પાંચ વરસની હતી.'

ખાતિજા હસતાં હસતાં બોલી: 'પરંતુ હું તો જરીકે ઓળખી શકી નહિ—તમને.'

'ત્યારે મને ઓળખ્યો કોણે?' મેં પૂછ્યું.

'કેમ—મા તમને જોતાંજ ઓળખી ગઈ હતી તો!' ખાતિજાએ સ્નિગ્ધ સ્વરે કહ્યું.

એટલામાં સીતાએ ઓરડામાં પ્રવેશ કર્યો.

જોયું તો એનું મોં ચિંતાથી ગભરાઈ ગયું હતું. મેં કહ્યું : ' તું ફરવા ન ગઈ, સીતા ? '

સીતા નવાઈ પામી બોલી : ' એમની સાથે જવાનું મેં ક્યાં વચન આપ્યું હતું ! '

આમ કહી તે થોડી વાર મૂંગી રહી, પછી અવાજ બદલીને બોલી: ' મને ફરવા જવાનું બિલકુલે મન નથી. બાબાને તાર કરી દીધો, શ્રીકાન્તબાબુ ? '

મેં કહ્યું : ' હા, કરી દીધો છે. પરંતુ ફરવાનું મન નથી કેમ, સીતા ? ચાલને, તને શ્વેડેગોન પેગોડા બતાવી આવું. '

સીતા એક પથારીના પોટલા પર બેસી પડી બોલી : ' ના કંઈ જરૂર નથી. મારું મન બિલકુલ ઠીક નથી આજે. જો ભગવાન મારું મોં રાખશે, બાબાને જઈને સાજાસમા જોઈશ, તો જ ફરી આ બધું જોવાનું મન થશે. નહિ તો...'

વાક્ય પૂરું કર્યા વગર સીતા નીચું મોં કરી જોઈ રહી.

હું સમજી ગયો કે સીતાનું મન ખૂબ વ્યાકુળ બની ગયું છે. બની જાય એમાં નવાઈ જેવું યે નથી !

તેની સાથે વધારે ખેંચતાણ કર્યા વગર મેં ખાતિજાની સામે જોઈ કહ્યું: ' તારી મા જો અત્યારે મને મળે તેમ હોય તો હું આવું.'

ખાતિજા ઉલ્લાસમાં આવી બોલી : ' ચાલો. '

મેં સંશયમાં પડી કહ્યું : ' ના, તું પૂછી આવ. '

ખાતિજા ઝડપથી બહાર નીકળી ગઈ.

મેં સીતાને કહ્યું : ' તું કદાચ તેમની સાથે કંઈજ વાત કરી શકી નહિ હોય. '

સીતા સ્મિત કરી બોલી : ' નહિ કેમ ! હું પણ બોલી હતી, અને તેઓ પણ બોલ્યાં હતાં; પરંતુ નહિ હું કે નહિ તેઓ કોઇનું કશુંયે સમજી શક્યાં હતાં. '

હું હસ્યો.

મેં કહ્યું; 'હું પણ જ્યારે પહેલવહેલો અહીં આવ્યો, ત્યારે આવી જ મુશ્કેલીમાં પડ્યો હતો. પછી ૭ સાત મહિના લગી રીતસર મહેનત કરી અહીંની ભાષા શીખ્યો હતો.'

સીતા એ પૂછ્યું: 'ગાડી કેટલા વાગે ઊપડે છે!'

'રાતે સાડા આઠ વાગે.' મેં કહ્યું.

સીતા ધીમું હસીને બોલી: 'આજે બધાં શું ખાઇને રહેશું એ તો કહો.'

મેં ધીમું હસીને કહ્યું: 'જેણે ચિંતા કરવાની છે તે કરશે. આપણે માથું પકવવાની કંઈ જરૂર નથી.'

સીતા કંઇ સમજી ન શકવાથી બોલી: 'એટલે?'

"એટલે એમ કે જેને ઘેર વણ નોતર્યા અતિથિ થઇને આવ્યા છીએ, તેમણે જ ગૃહસ્થનો સેવાધર્મ કેવી રીતે બજાવવો તેની ચિંતા કરવાની છે.' મેં શાંતિથી જવાબ દીધો.

સીતા નાક મોં બગાડી બોલી: 'ઓ મા! મરી જાઉં તોયે હું એ લોકોનું રાંધેલું કશું યે ખાઇ શકવાની નથી.'

મેં હસવા માંડ્યું.

એટલામાં ખાતિજા ઊંમરામાં આવી હસતે મોઢે બોલી: 'અંકલ, લાબા!'

સીતા નવાઈ પામી બોલી: 'તમારી ખાનિજા શું કહે છે?'

'મને બોલાવે છે. તું ચાર પાંચ મિનીટ રાહ જો, સીતા, ખાતિજાની મા શું કહે છે હું જાણી આવું.'

આમ કહી મેં ખાતિજાની સાથે તેમના ડ્રોઇંગ રૂમમાં પ્રવેશ કરી જોયું તો ખાતિજાની મા, મારા મિત્રની પત્ની, મા-ટૂન હસતે મોઢે મારી રાહ જોઇ રહી હતી.

મા-ટુને મને બર્મી ભાષામાં નમસ્કાર કરી કહ્યું: 'તમારા મિત્ર તમને જોઈને કેટલા રાજી થશે એ હું સમજી શકું છું. ફાયા ફરી કદી પણ તમને મળવાનો વખત લાવી આપશે એવું સ્વપ્ને પણ ધાર્યું નહોતું. બાકી, સમાચાર તો બધા સારા છે ને?'

મેં કહ્યું: 'હા, સારા જ કહેવાય ને! તમે સૌ કુશળ છો ને!'

મા-ટુન કૃતજ્ઞતાસૂચક હાસ્ય કરી સંકોચ અનુભવી બોલી: 'હા, અમે સૌ બુદ્ધદેવની કૃપાથી સુખમાં છીએ. વારુ, આવી રૂપાળી છોકરી અને જટાધારી સંન્યાસીને લઈને બધાં ક્યાં જઈ રહ્યાં છો એ તો કહો. મેં તો પહેલાં ધાર્યું કે એ તમારી—'

મા-ટુનને બોલતી અટકાવી મેં તેને ટુંકમાં સીતાની ઓળખાણ આપી, અને, અને મારા દુર્ભાગ્યનો ઈતિહાસ વર્ણવીને કહ્યો.

મા-ટુનના સુંદર મુખ પર ખેદની છાયા ફરી વળી.

બહુવાર સુધી નીરવ બેસી રહી તે ધીરે ધીરે બોલી: 'એથી તમારા આવા બેહાલ થયા છે? એથી તમે પાછા આ દેશમાં આવ્યા છો? નહિ તો, હું જાણું તો બધું, હું સમજું તો બધું!'

આંસુ ઉભરાઈ આવવાથી મા-ટુન એકદમ ચૂપ થઈ ગઈ.

મેં કહ્યું: 'મારે વિષે વાતો કરવાનો પછી બહુ વખત મળશે. પરંતુ મેમાનોને માટે મૂઠી ભાત અને માછલીનું શાક રંધાવવાનું શું કરવું એ બતાવો. સીતા હોટેલનો ભાત ખાતી નથી, કે નથી એને જાતે કંઈ રાંધતાં આવડતું!'

મા-ટુન બોલી: 'એ તો હું એને જોતાં જ સમજી ગઈ છું. થોડીઘણી ગોઠવણ પણ મેં કરી છે.'

નવાઇ પામી મેં કહ્યું: 'શું ગોઠવણ કરી છે?'

મા-ટુન બોલી: 'સોયાજી એક ગરીબ બંગાળી બ્રાહ્મણના છોકરાને ઓળખે છે, એને બોલાવી લાવવા મોકલ્યો છે. સાથે સાથે

તે બજારમાંથી શાક પાંદડું પણ લેતો આવશે. બહુ વાર થઇ, હમણાં આવી પહોંચ્યો સમજો. પરંતુ સંન્યાસી ઠાકુર તો તમારા બ્રાહ્મણના હાથનું ખાશેને ?'

મેં હસીને કહ્યું: 'માત્ર બ્રાહ્મણ જ શા માટે, ગમે તેના હાથનું ખાવાનોયે એમનો વાંધો નથી ! એ તો જહાજમાં બબરચીના હાથનું ખાતા આવ્યા છે.'

મા–ટુને ધાર્યું કે હું મજાક કરી રહ્યો છું. તે બોલી: 'ના, ના, મને ખબર છે. છોકરો ગરીબ હોઇનેયે અસલ બ્રાહ્મણનું સંતાન છે. છોકરાને મોઢે જ મેં સાંભળ્યું છે.'

મેં હસતાં હસતાં કહ્યું: 'અસલ બ્રાહ્મણનું સંતાન છે, એટલે ?'

મા–ટુન હસી.

તે બોલી: 'એટલે શું કહો છો ! એક દિવસ સોયાજીની સાથે એ અમારે ઘેર આવ્યો હતો. મને ખબર પડી કે એણે હજી કશું ખાધું નથી. મેં ખાવાનો આગ્રહ કર્યો, એટલે તો એ મારા મોં પર જ બોલી પડ્યો કે હું બ્રાહ્મણનો દીકરો છું, મલેચ્છના ઘરમાં— મરી જાઉં તોયે નહિ ખાઉં.'

જોયું તો મા–ટુનનું મોં એકદમ ઊતરી ગયું.

વિહ્વળ કંઠે મારી સામે જોઈ તેણે ફરી કહ્યું: 'તમારી મિત્ર અહીં આવી પહોંચી છે.'

મેં પાછળ ફરીને જોયું તો સીતા નિશ્ચલ પ્રતિમાની પેઠે બારણાની વચમાં ઊભેલી હતી.

સીતા બોલી: 'તમારી વાત પૂરી થઈ? થઈ હોય તો આપણે જરા ફરી આવીએ ! એથી જરા મન શાંત થાય તો—'

હું સીતાનો આ ઢંગધડા વગરનો બચાવ સાંભળી નવાઇ પામી ગયો, છતાં પણ મને સંતોષ થયો.

મેં કહ્યું: 'ઠીક, તો ચાલ.'

હું મા-ટુનની સામે નજર કરતાં જ આભો બની ગયો. જોયું તો એનું મોં અસ્વાભાવિક રૂપે ગંભીર બની ગયું હતું.

એટલામાં છોકરાઓને સાચવવા રાખેલા નોકર સોયાજીની સાથે એક પંદર કે સોળ વરસનો બ્રાહ્મણનો છોકરો ત્યાં આવી પહોંચ્યો.

સોયાજી પોતાની શેઠાણી તરફ જોઇ બોલ્યો: 'એને તેડી લાવ્યો છું, અમ્મા!'

મા-ટુને કહ્યું: 'સારૂં કર્યું! શાકભાજી ક્યાં છે?'

સોયાજી બારણા આગળ મૂકેલી ખરીદીનો મોટો થેલો બતાવી બોલ્યો: 'બધું લેતો આવ્યો છું, અમ્મા!'

બ્રાહ્મણ છોકરાની તરફ જોઈ મેં કહ્યું: 'તને રાંધતાં સરસ આવડે છે ને?'

છોકરાએ નિર્વિકાર સ્વરે જવાબ દીધો: 'ખાઇને જ કહેજોને!'

છોકરાના સ્પષ્ટ ઉત્તરથી ખુશ ન થઈ શકવાથી મેં ફરી કહ્યું: 'કહું છું, રાંધતાં આવડે છે?'

છોકરાએ તરત જ જવાબ દીધો, 'ના, નથી આવડતું.'

સીતા ખડખડ હસી પડી.

મેં કહ્યું: 'જો રાંધતાં જ નથી આવડતું, ભાઈ, તો દયા કરી અહીં આવ્યા શું કરવા?'

છોકરાએ સોયાજી તરફ એક કરૂણ દૃષ્ટિ કરી. પછી તે બોલ્યો: 'આણે કહ્યું કે બે રૂપિયા મળશે.'

'ઓહ! એટલે દયા કરીને પધાર્યા છો, બાબા! પરંતુ બે શું કરવા, હું પાંચ રૂપિયા આપું એમ છું, જો—'

છોકરો વાક્ય પૂરું કરવાનો વખત આપ્યા વગર, જમણો હાથ લાંબો કરી બોલ્યો: 'આપો! કાલ રાતનો માત્ર એક પૈસાનો

ભાત ખાઈને રહ્યો છું, આજે કશું યે ગજવામાં નથી. જેને ઘેર નોકરી કરતો હતો તેણે અમથો અમથો કાઢી મેલ્યો. કશોયે ગુનો કર્યો નથી મેં!'

સીતા એકદમ મોં ફેરવી ઊભી, અને આંસુથી રૂંધાયેલા કંઠે બોલીઃ 'છોકરાને કહો, શ્રીકાન્તબાબુ, કે એણે હવે બીજે ક્યાંયે જવાની જરૂર નથી, આપણી સાથે જ આજથી એણે રહેવાનું છે.'

મારે એ શબ્દો બીજી વાર બોલવા પડ્યા નહિ.

છોકરો ઉત્સાહમાં આવી જઈ બોલ્યોઃ 'બે ટંક પેટ ભરીને ખાવાનું આપશો ને?'

સીતા આર્ત સ્વરે એક અસ્ફુટ ચિત્કાર કરી બોલીઃ 'ભગવાન! આવું પણ બને છે!'

હું સમજી ગયો કે સીતાના પ્રાણ રડી રહ્યા હતા.

મેં છોકરાને કહ્યુંઃ 'ખાવાનું તો આપશે જ, અને પગાર પણ—'

છોકરો તરત જ જોરથી માથું ધુણાવી બોલ્યોઃ 'પગાર મારે નથી જોઇતો. બે કોળિયા ખાવાનું મળે એટલે બસ.'

આમ કહી તે શાકભાજીનો થેલો ઉપાડી લઇ સીતાની આગળ જઈને બોલ્યોઃ 'બંગાળીની છોકરી થઇને તમને રાંધતાં નથી આવડતું, એ ય પણ એક નવાઈની વાત દેખું! ચાલો, હું બધુંસમારી કરી તૈયાર કરી આપું છું, તમે રાંધજો; ચાલો, દિદિ!'

સીતાનું સાશ્રુજળ મુખ આનંદથી ઝબકી ઊઠ્યું.

તે બોલીઃ 'એ જ ઠીક છે. ચાલ ભાઇ, હું જ રાંધીશ. ચાલો, શ્રીકાન્તબાબુ!'

હું વિરોધ કરવા જતો હતો, પરંતુ જોયું તો એ પહેલાં જ સીતા એના હમણાં જ મળી આવેલા ભાઇની સાથે બહાર નીકળી ગઈ હતી.

મા—દુન અત્યાર સુધી ઊભી ઊભી બધું જોતી હતી, ને સાંભળતી હતી, પરંતુ કશુંયે એને સમજાયું નહોતું.

તે ધીમેથી હસીને બોલી: 'અસલ બ્રાહ્મણ છે કે નહિ, જોયું ને?'

મેં હસીને કહ્યું: 'તમારી પરીક્ષામાં કંઈ ભૂલ હોય, ભાભી?'

જોયું તો મેં ભાભી કહીને બોલાવવાથી મા-દૂનના મુખ પર થોડા વખત પહેલાં જે ઓળો ઉતર્યો હતો, તે એકાએક અદશ્ય થઈ ગયો.

તે સ્નિગ્ધ મંદ હાસ્ય કરી બોલી: 'હવે હું તમને પાછા પામી છું, ભાઈ! હવે હું કોઇ વાતે ચિંતા કરતી નથી.'

મેં બીજો સવાલ છેડી, કહ્યું: 'હું હવે જાઉં, ભાભી, સોયાજી પાસે રાંધવાનાં વાસણ મંગાવી લેવાની ગોઠવણ કરું.'

મા-દુન હસતી હસતી બોલી: 'પરંતુ તમારે ચિંતા કરવી નહિ પડે. સોયાજી જ બધી ગોઠવણ કરી નાખશે. ઠીક, તો હવે જાઓ ત્યારે! જમ્યા પછી તમારી બધી વાત સાંભળીશ.'

## ૨૧

અમારા ફ્લાટમાં પાછા આવીને જોયું તો સીતા એક ધોયેલી દેશી પહોળી લાલ કિનારવાળી સાડી પહેરી, બટાકા સમારવા બેસી ગઇ હતી, અને એક મોટો છરો લઇ છોકરો એક મોટી માછલીનાં ભીંગડાં ઉખાડવાનો વ્યર્થ પ્રયાસ કરી રહ્યો હતો.

મને જોઇ સીતાએ ઘડીક મોં ઊંચું કરી નજર કરી એટલું જ, કંઇ બોલી નહિ; મૂંગી મૂંગી ખૂબ સાવચેતીપૂર્વક ધીરે ધીરે પોતાના કામમાં લાગી ગઇ.

મેં ચિંતાતુર બની કહ્યું: 'જોજે, આંગળી ના કાપી બેસતી.'

છોકરાએ નિર્લિપ્તભાવે જવાબ દીધો: 'એ તો ક્યારનીય કપાઇ ગઇ છે.'

મેં ઉદ્વિગ્ન નજરે સીતાના બંને હાથ તરફ નજર કરી. જોયું તો સીતાના ડાબા હાથની ટચલી આંગળીએ એક લુગડાનો કકડો વીંટાળેલો હતો.

મેં કહ્યું: 'બહુ વાગ્યું છે શું સીતા? તો જરા દાક્તર—'

સીતા છણકો કરી બોલી : 'હવે રહો તમે ! બુકુને કદી ઊંઘવા નથી મળ્યું ?'

જોયું તો છોકરાનું મસ્તક વધારે નીચું ઢળી ગયું હતું.

મેં કહ્યું : 'ઓરે બાબા, તારું નામ શું બુકુ છે? પરંતુ નામનો અર્થ તો કંઇ સમજાતો નથી!'

છોકરાએ કહ્યું: 'બુકુ શેનું હોય? દિદિ બોલે છે એટલે? મારું નામ તો છે ઓકારામ ચાટુજ્જે!'

મારું હાસ્ય રોકવું મુશ્કેલ થઇ પડયું.

જોયું તો સીતા મોં ફેરવી હસવું દબાવી રાખવા પ્રયાસ કરી રહી હતી.

મેં માત્ર આટલું કહ્યું: 'સરસ નામ છે. પરંતુ હું તારી દિદિની પેઠે તને ખોટા નામે બોલાવી, નામનું માહાત્મ્ય નષ્ટ થવા નહિ દઉં.'

સીતા હસતે મોઢે બોલી: 'નહિ જ દો તો! તો હું આમ ગુસ્સે નહિ થાઉં!'

આમ કહી સીતાએ બુકુની ભણી જોઈ કહ્યું: 'એ તારું કામ નથી, બુકુ! તને, ભાઈ, બટાકાની છાલ કાઢતાં આવડે છે?'

બુકુ બોલ્યો : 'કદીયે કાઢી નથી તો! અમે તો એમને એમ છાલ સાથે જ ખાઈ જઈએ. શરીરમાં જોર આવે.'

'મારું માથું!'

આમ કહી સીતા ખોટું મોં ચડાવી ઊઠી ઊભી થઈ.

હું હસી પડયો.

મેં કહ્યું : 'મુરબ્બી નિતાઇચંદ્રે શું આજનો દિવસ રજા લીધી છે?'

'ના દાદાબાબુ, આ હું આવ્યો!'

આમ બોલતાં તો શ્રીમાન નિતાઈચંદ્રે પ્રવેશ કર્યો, અને એક વખત બટાકા વગેરે વસ્તુઓ તરફ, અને બીજી વખત બોકારામના હાથમાંના માછલા ભણી તેમણે નજર કરી. પછી મારી સામે જોઈ આગળ ચલાવ્યું: ' આ બધાનું શું કરવાનું છે, દાદાબાબુ ? '

જવાબ દીધો સીતાએ. તે હસતાં હસતાં બોલી: ' પેટમાં ઉતારવાનું છે, બાબા ! લો, પહેલાં માછલી તૈયાર કરી નાખો—સોયાજીએ ચૂલો સળગાવ્યો છે. જટાધારીકાકા ક્યાં છે ? '

સીતા અડધો અડધ શબ્દો નિતાઈ સમજી શક્યો નહિ હોય. તે બોલ્યો: ' જટાધારી બાબા નીચે દર્શન આપે છે. તેઓ આખા શહેરનાં માણસોને પોતાની પાછળ પાછળ અહીં સુધી ખેંચી લાવ્યા છે.—હવે લોકોએ જ એમને ખેંચી રાખ્યા છે ! કોઈ રીતે તેમને ઉપર ચડવા જ દેતા નથી. '

હું ને સીતા બેઉ સાથે હસી પડયાં.

ઓરડાના ઝરૂખાની પાસે જઈને જોયું તો લગભગ બસો જેટલા બર્માઓ, ચીનાઓ અને હિંદુસ્તાનીઓ વગેરે વિધવિધ સ્ત્રીપુરુષો જટાધારીને ઘેરી વળીને ઊભાં હતાં. તેઓ સસ્મિત વદને તેમને સંબોધીને બોલી રહ્યા હતા.

સીતા બોલી: ' સત્યાનાશ ! જટાધારી કાકા જરૂર કંઇ ધાંધલ કરવાના. હવે શું થશે, શ્રીકાન્તબાબુ ? '

મેં કહ્યું: ' કશુંયે નહિ થાય. તેઓ ઘણા દેશોમાં ફરી આવેલા છે. લોકોનો એમને બહુ સારો પરિચય છે. '

એકાએક લોકોએ જટાધારીના નામનો જયજયકાર કર્યો.

જટાધારી બાબાએ હાથ ઊંચા કરી સૌને એક સાથે આશીર્વાદ આપ્યા અને બીજીજ ક્ષણે તેમણે ઘરમાં પ્રવેશ કર્યો.

લોકો બૂમાબૂમ કરતા પોતપોતાનો અભિપ્રાય પ્રગટ કરતા વેરાવા લાગ્યા.

જટાધારી ઠાકુર ઉપર આવી એક વખત પ્રવર્તી રહેલી પરિસ્થિતિ પર દૃષ્ટિપાત કરી લઈ, પછી સીતાની સામે જોઈ સ્મિત કરીને બોલ્યા: 'હું, નિતાઈ અને તારો આ નવો જડેલો ભાઇ—ત્રણે થઇને બધું પતાવી નાખીએ છીએ. તું જા, મા, શ્રીકાન્તબાબુની સાથે આ દેશ જરા ફરીને જોઈ આવ.'

મારા વિસ્મયની કંઈ હદ રહી નહિ. ખાસ કરીને તો બોકારામ સંબંધી સંન્યાસીના શબ્દો સાંભળીને!

સીતા ભક્તિભાવ ભર્યા કંઠે બોલી: 'પરંતુ મારે રાંધવું પડશેને, કાકાબાબુ?'

જટાધારી હસતે મોઢે બોલ્યા: 'ના, નહિ પડે. કારણ કે તને રાંધતાં આવડતું નથી, મા. હું ગમે તે કેમ ન હોઉં, પણ ખરો બ્રાહ્મણનો દીકરો છું. જેવો તારો આ નવો મળી આવેલો છોકરો'

આમ કહી તેમણે બુકુની ફાટેલી દૃષ્ટિની સાથે દૃષ્ટિ મેળવી આગળ ચલાવ્યું: 'હવે ગભરાવાનું કારણ નથી, વત્સ. બહુ ઠેકાણાં ફરી હવે તું ખરી જગાએ આવી પહોંચ્યો છે! અહીંથી તને કાઢી મૂકવાની કોઈની યે તાકાત નથી.'

પછી નિતાઇ ભણી જોઈ તેમણે કહ્યું: 'મોં ફાડીને જોઈ શું રહ્યો છે, બાબા? જા, પહેલાં જરા તમાકુ નાખ, પછી માછલી સમારવા બેસ.'

અને છેવટે સીતાની ભણી જોઈ હસીને કહ્યું: 'ખાલી મોડું કરી કીમતી વખત શું કરવા બગાડે છે, મા!'

સીતા બોલી: 'પરંતુ તમે એકલા બધું કેવી રીતે કરી શકશો, કાકાબાબુ?'

જટાધારી હસતા હસતા બોલ્યા: 'એટલે હું ન કરી શકું એવું કરવા વાસ્તે તમારે અહીં રોકાવું છે! ના, બેટી, એ નહિ બને. જટાધારી માત્ર સરસ ભોજનના મોટા મોટા કોળિયા પેટમાં ઉતારવાનું જ જાણે છે એમ નથી, એને સારૂં રાંધતાં પણ આવડે છે, એ આ વખતે તમારા શ્રીકાન્તબાબુને જરા દેખાડી આપવું છે.'

અમે હવે વખત ન ગુમાવતાં બહાર નીકળી પડયાં. બહાર નીકળતાં પહેલાં, સીતાએ બુકુને ખોબો ભરી ખાવાનું કાઢી આપ્યું હતું, સંન્યાસીનું કહેવું માનવાનો તેને ઉપદેશ કર્યો હતો, અને નિતાઈને બુકુની ખબર રાખવા માટે ખાસ ચેતવણી આપી હતી.

રસ્તા પર આવી મેં કહ્યું: 'ક્યાં જશું, કહે.'

સીતા નવાઈ પામી બોલી: 'ક્યાં જવું તે હું શું જાણું? હું શું કદી પણ આ દેશમાં આવી છું કે તમે મને પૂછો છો?'

મને લાગ્યું કે વાત તો ખરી છે!

મેં કહ્યું: 'ચાલ ત્યારે અહીંનું પ્રખ્યાત અને સર્વ શ્રેષ્ઠ બુદ્ધ મંદિર—શ્વેડેગોન પેગોડા જોઈ આવીએ.'

'ચાલો.'

આટલું કહી સીતા આગળ ચાલી નીકળી.

મેં ધીમેથી હસીને કહ્યું: 'ઊભી રહે. ટેક્સીમાં નહિ જઈએ તો વખત બહુ જશે. વળી આપણને પાછા આવતાં યે બહુ મોડું થઈ જશે.'

રંગુનના એ ભાગમાં ટેક્સીઓ ઊભા રહેવાની જગા નહોતી. માત્ર અસંખ્ય રીક્ષાઓ રસ્તામાં જોવા મળતી હતી.

થોડો સમય રાહ જોયા પછી, એક ટેકસી મળી આવી. હું સીતાને લઈ બુદ્ધમંદિર તરફ ઉપડ્યો.

*વેડેગોન પેગોડાને સુવર્ણમંદિર પણ કહે છે. એક નાનકડી ટેકરીનો આખો શિખરભાગ ભરીને વિસ્તૃત જગાએ વિરાટ બુદ્ધ-મંદિર ઊભું કરવામાં આવ્યું છે. એ વિરાટ મંદિરનું કલ્પનામાં પણ ન આવે તેવું સુવર્ણથી મઢેલું વિરાટ શિખર સાચેસાચ એક વિસ્મયજનક સૃષ્ટિ છે!

સીતા વિસ્મયની કંઈ હદ ન હતી. બ્રહ્મદેશવાસીઓની પેઠે ઢગલો ફૂલ તથા બત્તી ખરીદી લઈ, પર્વતનો દેહ કોતરી બનાવેલી લાંબી સીડી પર થઈને તે ઉપર ચડી. અને ચારે તરફ અસંખ્ય આરસની, સુવર્ણની ને રૂપાની બનાવેલી નાની, મોટી, અને અતિ મોટી બુદ્ધમૂર્તિઓ ફરી ફરીને જોવા લાગી.

ફરતાં ફરતાં સીતા બોલી: 'તમે જો હજાર વખત પણ મોઢે આ મંદિરની સુંદરતાનું સરસ જબાનમાં વર્ણન કર્યું હોત તો પણ, હું અત્યારે જે જોઉં છું તેનો સોમો ભાગ પણ કદી મારી માનસ દૃષ્ટિએ દેખાત નહિ. આ દેશના લોકો બુદ્ધદેવને આવી દૃષ્ટિએ જુએ છે, એવું તો આપણે કદી ક્યાંય સાંભળ્યું નથી!'

હું ધીમેથી હસ્યો. મેં કહ્યું: 'દરેક દેશ પોતપોતાના રોજરોજના ધંધારોજગારમાં એવો તો રોકાયેલો રહે છે કે બીજા દેશના લોકો પોતાને વિષે શું જાણે છે ને શું નથી જાણતા, તે વિષે કોઈ માથું પકવતું નથી. ખાસ કરીને ધર્મને લગતી બાબતમાં.'

સીતા પ્રાર્થના કરતી કેટલીક બર્મી સ્ત્રીઓ તરફ જોઈ રહી હતી. તે બોલી: 'ખાસ કરીને કેમ?'

મેં કહ્યું: 'એશિયાવાસી લોકો ધર્મ વસ્તુને પવિત્ર સમજીને તેનો વિચાર કરવા નેએવા ટેવાયેલા છે, કે વિધર્મીની દૃષ્ટિથી એને

છુપાવી રાખવાનો જ તેઓ હંમેશાં પ્રયાસ કરે છે, તેથી જ આપણા બારણા આગળની આવી એક વિરાટ કીર્તિનો ઇતિહાસ આપણને લગભગ અજ્ઞાત જ છે.'

સીતા બોલીઃ 'ચાલો, જરા ચારે બાજુ ફરીને જોઇએ.'

ચારે તરફ ફરીને અમે અસંખ્ય, વિધવિધ ધાતુ અને પથ્થરની, શિલ્પીના કુશળ હાથે ઘડેલી બુદ્ધમૂર્તિઓ જોઈ. સીતાનું મન પિતાને માટે ચિંતાતુર હોવા છતાં યે આ અજબ દૃશ્ય આગળ ઊભા રહેતાં મુગ્ધ બની ગયા વગર તેનો છૂટકો ન થયો.

એક વખતે સીતાએ કહ્યું: 'સાચેસાચ, આપણી આંખે આ બધું એક અપૂર્વ દૃશ્ય સમ દેખાય છે, શ્રીકાન્તબાબુ! પરંતુ, હવે બહુ થયું, હવે આપણે પાછાં ફરીએ. ચાલો, જો ભગવાન બુદ્ધદેવ આ અભાગણીની વાસના પૂર્ણ કરશે, ને બાબાને સાજા સમા જોવા પામીશ તો પાછા વળતાં ફરી એક વખત અહીં આવીને મન ભરીને જોઈ જઇશ.'

સીતાનો સ્વર ધીરે ધીરે ઊંડો ઊતરી પડતાં તેનું વાક્ય પૂરું થઈ ગયું.

મેં કહ્યું: 'ચાલો, પાછાં જઈએ.'

પર્વતના શિખર પરથી, મોટાં ને પહોળાં પગથિયાં છેક મેદાન સુધી પહોંચેલાં છે. એ આખો રસ્તો થાંભલા અને છાપરાંથી વિશેષે કરીને ઢંકાયેલો હોવાથી, બંને બાજુએ અનેક બર્મી સ્ત્રીઓએ ફૂલ, બત્તી અને વિધવિધ ચિત્રો—ખાસ કરીને ભગવાન બુદ્ધદેવની છબીઓ વેચવાની દુકાનો કરેલી છે. જે સ્ત્રીપુરુષો મંદિરમાં આવે છે, તેમને બંને બાજુની દુકાનોમાંની યુવતીઓ હસતે મોઢે, મધુર સ્વરે પોતપોતાની દુકાનમાં બોલાવી રહી હોય છે.

સીતા ઊતરતાં ઊતરતાં થાકીને એક જગાએ એક દુકાન આગળ

મૂકેલા સ્ટૂલ ઉપર બેસી પડી, અને થાકેલા અવાજે બોલી:

'આ દેશની સ્ત્રીઓ આટલી બધી સ્વતંત્ર હશે એવી મને તો કદી કલ્પનાયે નહોતી. એમનાં આંખ મોં પર પણ જાણે સ્વતંત્રતાની લાલી પ્રસરેલી દેખાય છે. એમનાં મોં સામે જોતાં મારા મનમાં માત્ર એ જ ધારણા જાગી ઊઠે છે કે આ લોકો ક્યારનાયે સ્વતંત્રતાના ઉચ્છૃંખલ આવિર્ભાવની વાડ કુદાવી દઈ, ખરી સ્વતંત્રતામાં પોતાની જ શાંત અને સ્વસ્થ પરિસીમામાં પ્રતિષ્ઠિત થયેલા છે.'

આમ કહી સીતાએ દુકાનવાળી યુવતીના સ્નેહાળ હસતા મોંની કુતૂહલ ભરી દૃષ્ટિ તરફ જરા નજર કરી આગળ ચલાવ્યું: 'આ લોકો જાણે પોતે જ પોતામાં મસ્ત છે. આજ શું સાચી વસ્તુ નથી, શ્રીકાન્તબાબુ ?'

મેં કહ્યું: 'એ તર્કનો વિષય છે, સીતા! કોઈ પણ વસ્તુનો માત્ર બાહ્ય દેખાવ જોઈ, તેનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરવો એના જેવું દુર્ભાગ્ય બીજું કયું છે? વળી પરાધીન દેશમાં સ્ત્રીસ્વાધીનતાના જેવો જટીલ વિષય પણ બીજો કોઈ નથી, એમ મારું માનવું છે. એટલે......'

સીતાના મોં પર હાસ્યરેખા ફૂટી નીકળી.

તે બોલી: 'એટલે ચર્ચા પૂરી થઈ. પત્યું! ચાલો, હવે ઊતરીએ.'

સીતા ઊઠી ઊભી થઈ, અને દુકાનવાળીની પાસે જઈ બંગાળીમાં બોલી: 'તારી ભાષા હું સમજતી નથી, ને મારી ભાષા તું સમજતી નથી. તેમ છતાંયે તારી સ્વાધીનતા–લક્ષ્મીને હું નમસ્કાર કરું છું. તું તારા મોં પરની આ મધુર હાસ્યરેખાની પેઠે જ શુભ્ર શુચિ મન અને હૃદય ધારણ કરી ભાગ્યવતી હો એવી હું ભગવાન બુદ્ધદેવને પ્રાર્થના કરું છું.'

છોકરી કંઈ જ સમજી ન શકવાથી નવાઈ પામી બોલી:'બા–લે ?'

આમ કહી તેણે ફૂલ અને મીણબત્તી તરફ આંગળી ચીંધી એ જોઈએ છે કે નહિ તે પૂછ્યું.

મેં આગળ આવી છોકરીને બર્મી ભાષામાં કહ્યું: 'આ બાઈ તને જોઈ બહુ ખુશ થયાં છે, તેથી તને ધન્યવાદ આપે છે.'

છોકરી શુષ્ક સ્વરે બોલી: 'ખાલી ધન્યવાદથી શું ભલીવાર થવાનો? કંઈ ફૂલ ખરીદવાનું કહો ને? તો હું ખૂબ જ સુખી થઈશ.'

મેં સીતાને છોકરીની ઇચ્છા જણાવી. સીતાએ તરત જ ફુલનો એક નાનકડો તોરો ઉપાડી લીધો અને છોકરીના હાથમાં દશ રૂપિયાની એક નોટ મૂકી દીધી.

બર્મી મહિલાના મોં પર ભય પ્રસરી ગયો. તે નોટ પાછી આપવા માટે હાથ લાંબો કરી બોલી: 'મા શિણુ!'

સીતા તેની સામું પણ જોયા વગર મારી સામું જોઈ બોલી: 'એને કહો કે મારે કંઈ જ પાછું નથી જોઈતું; એને ખુશી થઈને આપું છું.'

મેં કહ્યું: 'ખાલી ખાલી શું કરવા રૂપિયા વેડફી નાખે છે, સીતા? આ તોરાની કિંમતી ચાર પૈસા પણ નથી.'

સીતા ધીમું હાસ્ય કરી બોલી: 'મારી ખુશી કરતાં યે શું એ દશ રૂપિયા વધારે છે? હવે એક શબ્દે નહિ, તમે ચાલો.'

છોકરી અત્યાર સુધી અમારી સામે જોઈ રહી હતી.

મેં ધીમું હસતાં હસતાં તેને કહ્યું: 'તેમણે તને રાજી થઈને આ નોટ આપી છે, લઈ લે.'

છોકરીના ગોરા મુખની નાનકડી ભમરો જરા સંકુચિત બની ગઈ. તે બોલી: 'તેઓ રાજી થયાં હોય તો બહુ સારી વાત છે. પરંતુ હું રાજી થઈ શકતી નથી. એમને પાછી લેવાનું કહો.'

મેં આ સીતાને કહ્યું, એટલે સીતા બે હાથ જોડી છોકરી તરફ ફરીને ઊભી અને આગ્રહ ભર્યા સ્વરે બોલી: 'મારા મનને આઘાત ન કર, બાઈ. તું નહિં લે તો મારા દુઃખનો કંઈ પાર નહિ રહે.'

હું મુશ્કેલીમાં પડી ગયો.

સીતાનો આગ્રહ મેં છોકરીને જણાવ્યો.

તે બોલી: 'મને આ કેવી આફતમાં નાખી, કહો જોઉં? હું કેવી રીતે આ લઈ શકું, કંઈ સમજાતું નથી! દાન કરવું હોય તો તેઓ બહુ સહેલાઈથી કોઈ દુઃખીને દાન કરી શકે છે! મારું અપમાન કરવાનો એમને કંઈ જ અધિકાર નથી.'

મેં કહ્યું: તું શું કોઈ રીતે આ નહિ લે?'

છોકરી શાંત સ્વસ્થ સ્વરે બોલી: 'ના.'

મેં ગજવામાંથી એક આની બહાર કાઢી છોકરીના હાથમાં મૂકી, અને નોટ પાછી લઈ સીતાને કહ્યું: 'ચાલ, જતાં જતાં કહું છું.'

જોયું તો સીતાના મોં પર કાળાશ ફરી વળી હતી. તે આગળ એક અક્ષરે બોલ્યા વગર મારા હાથમાંથી નોટ લઈ, ઝડપથી નીચે ઉતરવા લાગી.

ટૅક્સી રાહ જોતી ખડી હતી. અમે અંદર બેઠાં એટલે એ ઊપડી.

સીતા બોલી: 'ભૂલ મારી જ થઈ હતી. હું જાણે કે શુદ્ધિ બુદ્ધિ બધું ગુમાવી બેઠી હતી.'

હું સમજી ગયો કે સીતાના મનમાં પશ્ચાત્તાપ જાગ્યો છે. હું મૂંગો બેસી રહ્યો.

થોડા સમય પછી ટેક્સી આવીને જ્યારે મારા મિત્રના ઘર આગળ ઊભી રહી ત્યારે નિતાઈ ધબધબ અવાજ કરતો દાદર પરથી નીચે ઊતરી આવી મહા આનંદ પૂર્વક બોલ્યો: 'દાદાબાબુ, દાદાબાબુ, બાબાઠાકુર બળી મૂઆ છે.'

સીતા અને હું એક સાથે ચિંતાતુર સ્વરે બોલી ઊઠયાઃ 'બળી મૂઆ છે?'

'હા, દિદિમણિ, બળી મૂઆ છે. આવો, જુઓ, ભગવાન છે કે નહિ!'

આમ કહી નિતાઈ પાછો વટોળિયાના વેગે ઉપર ચડી ગયો.

મેં સીતાના મોં સામે જોયું. સીતાએ દુઃખી મોંએ મારી સામે જોયું. બીજી જ પળે તે ઝડપથી હળવાં પગલાં ભરતી ઉપર ચડી ગઈ.

ટેક્સીનું ભાડું ચૂકવી આપી હું ઉપર ચડવાની તૈયારી કરતો હતો એટલામાં જોઉં છું તો તારનો પટાવાળો, પોતાની સાઈકલ પરથી ઊતરી મારી સામે જોઈ બોલ્યો: 'સીતાદેવીનો તાર છે.'

શંકિત મને અને કંપિત હૃદયે મેં તાર હાથમાં લઈ, ફારમમાં સહી કરી આપી.

પટાવાળો જતો રહ્યો.

હું થોડી વાર શું કરવું, શું નહિ તેની ચિંતામાં ઊભો જ રહ્યો. તાર કયા સમાચાર લઈને આવ્યો છે, તેનો વિચાર કરવાની યે મારી હિંમત ચાલતી નહોતી.

એટલામાં ઉપરથી સીતા બોલી: 'કેમ, આવોને! ઊભા કેમ રહ્યા!'

તાર ઉઘાડવાનો વખત ન મળવાથી, મેં ધીરે ધીરે ઉપર ચડવા માંડયું. જટાધારી ઠાકુર બળી મૂઆ છે એને માટે લેશ માત્ર પણ ઉદ્વેગ મારા મનમાં નહોતો. માત્ર આ જ ચિંતાથી મારું મન મૂઢ બની ગયું હતું કે કેવા સમાચાર લઈને આ તાર આવ્યો હશે!

## ૨૨

એક ગાલીચા ઉપર, મોઢે, છાતીએ ને પીઠે પાટા બાંધેલી અવસ્થામાં, બુદ્ધ દેવના જેવા હસતા મોઢે, જટાધારી ઠાકુર બેઠા હતા.

મને અંદર આવતો જોઈ તે બોલ્યા : 'આ આવ્યા શ્રીકાન્ત-બાબુ ! આવો !'

તેમના પાટાઓથી વિભૂષિત શરીર સામે જોઈ મેં ચિંતાતુર અવાજે કહ્યું: 'થયું'તું શું? કેમ કરતાં બળ્યા? સર્વનાશ ! આ...'

મને બોલતો અટકાવી જટાધારી બોલ્યા: 'સર્વનાશ અહીં નથી. જુઓ તો ખરા, સીતા બેટી, આવી રાજભોગ તુલ્ય વસ્તુઓનો રાંધવાને નામે કેવો સર્વનાશ કરી રહી છે!'

મેં કહ્યું: 'તમારી આ દશા થઈ કેવી રીતે?'

'સાંભળ્યા વગર છોડશો નહિ એમ લાગે છે, શ્રીકાન્તબાબુ.'

એમ કહી જટાધારીએ ધીમું હાસ્ય કર્યું. પછી વેદના ભરપૂર મુખે આગળ બોલ્યા: 'કાચા તેલમાં માછલી નાખવાથી આવો ભયંકર બનાવ બને છે, તે હું બિલકુલ ભૂલી ગયો હતો, શ્રીકાન્તબાબુ!'

મારી પાછળથી નિતાઈચંદ્ર ઉલ્લાસમાં આવી બોલી ઊઠયો: “મેં બાબાઠાકુરને ના પાડી હતી, દાદાબાબુ! પરંતુ એમણે જરાયે ગણકાર્યું નહિ.’

જટાધારી ગુસ્સો કરી બોલ્યા: ‘તારા જેવા માણસનો શાપ પણ નકામો જતો નથી, તે ફરી સાબીત થઈ ગયું, ભાઈ! પરંતુ અહીં તારું શું કામ હતું, ભાઈ?’

નિતાઈ ભયભીત સ્વરે બોલ્યો: ‘દાદાબાબુને દિદિમણિ જરા બોલાવે છે, બાબાઠાકુર!’

‘એ હમણાં જ આવે છે. પરંતુ તું હવે જઈ શકે છે.’

આમ કહી જટાધારી ઠાકુરે, નિતાઈ બહાર નીકળી ગયો ત્યાં લગી રાહ જોઈ, પછી કહ્યું: ‘તાર ખોલ્યો લાગતો નથી. હવે એ કામ પૂરું કરી નાખો.’

મેં ચમકીને જોયું તો તાર હજી મારા હાથમાં જ રહી ગયો હતો.

મેં ગભરાતા ચિત્તે કહ્યું: ‘ઉઘાડવાની હિંમત નથી ચાલતી, બાબાઠાકુર!’

‘તો કામનો ભાર મારા જ હાથમાં મૂકી દો.’

આમ કહી જટાધારીએ પોતાનો જવાબદારી વિશાળ બાહુ લંબાવ્યો.

હું તાર તેમના હાથમાં મૂકી એક ભયંકર જટાધારીમાંથી છૂટવા પામતાં હાશ કરી ઊઠયો, અને ચિંતાતુર દૃષ્ટિએ જટાધારીના મોં સામે જોઈ રહ્યો.

જટાધારીએ નિર્વિકાર ચિત્તે પરબીડિયામાંથી તાર કાઢી વાંચ્યો અને ફરી ગડી વાળી પરબીડિયામાં મૂકી દઈ, પોતાના ઝભ્ભાના ગજવામાં સાચવીને મૂકી દીધો. મારા ઉદ્વેગ અને વિસ્મયની હવે હદ રહી નહિ.

હું પૂછવા જતો હતો, ત્યાં જટાધારી ઠાકુર બોલ્યા: 'જાઓ, હવે મોડું ન કરશો. સીતા મા રાહ જુએ છે.'

મેં કહ્યું: 'તારમાં શું લખ્યું છે, એ તો કહ્યું નહિ.'

જટાધારી થોડીકવાર નિષ્પલક નેત્રે મારા મોં સામે જોઈ રહ્યા.

પછી બોલ્યા: 'તમારી ચારે કોરના તમે કેટલા ખબર રાખો છો એ કહેશો? અર્થ વગરની ચિંતા કરી કરી પોતેય દુ:ખી થાઓ છો.'

મારું મન કડવું થઈ ગયું.

મેં કહ્યું: 'આ શું કહો છો આપ? અર્થ વગરની ચિંતા?'

જટાધારીના મોં ઉપર એક અદ્‌ભુત પ્રકારનું હાસ્ય ફૂટી નીકળ્યું. તે બોલ્યા: 'માત્ર અર્થ વગરની જ નહિ, પણ ઢંગધડા વગરની અને બુદ્ધિ વગરની. એમ ન હોય તો મને કહેશો, નિવારણબાબુ તમારા કોણ થાય?'

ધવાયેલા સ્વરે મેં કહ્યું: 'એ ખરું, તોપણ—'

વચમાંજ મને બોલતો અટકાવી જટાધારી બોલ્યા: 'આમાં 'તોપણ' ત્યાંથી આવ્યું, શ્રીકાન્તબાબુ? આથી ધવાવાનું પણ તમારે કંઈ કારણ નથી. માણસ ભૂલથી, અનેક ભ્રમથી બાબતોની નકામી નકામી ચિંતા કરી પોતાને દુ:ખી કરે છે. માણસનું અજ્ઞાન જ આને માટે જવાબદાર છે. એમ જ સમજોને કે તમે તાર કર્યો નથી, એટલે કંઈ જવાબ પણ આવ્યો નથી, ને એટલે કંઈપણ શંકા કે ચિંતા પણ તમારા મનમાં હોઈ શકે નહિ—બસ, આટલું યાદ રાખી મને આ વાદવિવાદમાંથી મુક્ત કરો. વારુ, હવે તમે જઈ શકો છો!'

મેં થોડીવાર એ અદ્‌ભુત પ્રકૃતિના સંન્યાસી સામું જોઈ, પાછળ ફરી જોયું તો નિતાઈ ફરી આવી રહ્યો હતો.

નિતાઈ કંઈ બોલે તે પહેલાં જ મેં કહ્યું: 'ચાલ હું આવું છું.'

સીતાની પાસે જઈ પહોંચી મેં જોયું તો સીતા ચૂલાની આગળ બેઠી બેઠી, ચૂલા ઉપર મૂકેલ, ઘણુંખરું માછલીના શાક તરફ ચિંતાતુર દૃષ્ટિએ જોઈ રહી હતી, અને મિત્રપુત્રી ખાતિજા એને કંઈ કહેવાનો વ્યર્થ પ્રયાસ કરી રહી હતી.

મને જોતાં જ એકી સાથે સીતા–ખાતિજાનાં મોં ઉજ્જવળ બની ગયાં.

ખાતિજા ધીમું હસીને બોલી: 'હાશ, ઠીક થયું, તમે આવી ગયા!'

સીતાએ મ્લાનમુખે કહ્યું: 'ખાલી હેરાનગતી છે. આ ચીજ કોઈનાયે મોંમાં પેસવાની નથી.'

મેં ધીમું હસીને કહ્યું: 'તું અહીં આવી એ ઠીક નથી કર્યું, સીતા.'

સીતા એકદમ સળગી ઊઠી. તે બોલી: 'કેમ, કંઈ કારણ? મને શું તમે એવી નિરૂપયોગી ધારો છો? રાંધવાનું કામ, સંસારનું કામ એકમાત્ર સ્ત્રીના અધિકારમાં છે એ ખબર છે?'

મેં કુંઠિતસ્વરે કહ્યું: 'છે. પરંતુ ભણ્યા વગર જેમ પંડિત થવાતું નથી, તેમ રાંધવાનું શીખ્યા વગર રાંધી શકાતું નથી. પછી એ સ્ત્રી હોય તોપણ. પરંતુ જવા દે એ બધો વિતંડાવાદ!'

આમ કહી મેં ખાતિજાની ભણી જોઈ કહ્યું: 'તું કેટલી બધી આગળ આવી ગઈ છે, ખબર છે?'

ખાતિજા હસતાં હસતાં બોલી: 'એક ડગલું યે નહિ—અંકલ! આતો માત્ર મૂઠો ભરી વાટેલો મસાલો શાકમાં નાખી દઈ, હાથપગ જોડી બેસી રહ્યાં છે. નથી માછલું તળ્યું, કે નથી તેલ નાખ્યું!'

મેં ગંભીર મુખે કહ્યું: 'હોય, પહેલીવાર જરા ભૂલચૂક પણ થાય!'

ખાતિજા નવાઈ પામી આંખો ફાડી બોલી: 'વાહ! આ શું ભૂલચૂક કહેવાતી હશે? આવું મોંમાં ન પેસે એવું ખાશો કેવી રીતે, અંકલ?'

'જેમ બધા ખાય છે તેમ. પરંતુ એ ખાવાની વાત ક્યાં છે? હવે આ બગડેલું કેવી રીતે સુધારી શકાય એની કંઈ તને ખબર છે?

ખાતિજા હસી હસીને બેવડ વળી ગઈ.

સીતા ગંભીર મોં કરી બોલી: 'છોકરી શું કહે છે, શ્રીકાન્તબાબુ?'

મેં મ્લાનમુખે કહ્યું: 'ખાસ તો કંઈ નહિ, તોપણ રાંધણ-કળા સંબંધી એને જેટલું વિધિસરનું જ્ઞાન છે એટલું સમજાવી રહી છે. આયે ખાલી હેરાનગતી છે, સીતા. કારણ જેમ તને ખબર નથી, તેમ મને પણ ખબર નથી કે માછલીને કેવી રીતે રાંધી શકાય!'

સીતા કંઈ બોલે તે પહેલાં જ પાછળથી નિતાઈચંદ્ર બોલી ઊઠયો: 'મને ખબર છે, દાદાબાબુ!'

'ખબર છે? તોપછી અત્યારસુધી ઢોંગ શું કરવા કરી રહ્યો છે, નિતાઈચંદ્ર? આવ, અમને છૂટા કર.'

બોલી મેં નિતાઈ ભણી આશાભરી નજરે જોયું.

નિતાઈ મોં બગાડી બોલ્યો: 'પરંતુ મારા હાથનું તો દિદિમણિ નહિ ખાય, દાદાબાબુ!'

સીતા હસવું દબાવી છણકો કરી બોલી: 'ક્યારે તારા હાથનું ખાવાની મેં ના પાડી છે, બુદ્ધિમાન? દાનત જ છટકવાની છે એમ કહેને!'

નિતાઈ ખિન્ન સ્વરે બોલ્યો: 'સાંભળો, દાદાબાબુ! દિદિમણિ જપતપ ધર્મકર્મ કરે છે. જહાજમાં યે કોઈનું અડકેલું ખાતાં નહોતાં, એ મેં નજરે જોયું છે. પછી હું કેમ કરી સમજું કે—'

મેં તેને બોલતો અટકાવી કહ્યું: 'હવે સમજ્યા એ તો, ભાઈ, દયા કરી આ ચૂલે મૂકયું છે એની કાંઈ ગતિ કર.'

પછી સીતાની ભણી જોઈ મેં કહ્યું: 'ચાલ સીતા.'

તે દિવસે જ્યારે અમારા મધ્યાહ્ન ભોજનની ધમાલ પૂરી થઈ, ત્યારે સાંજ પડવાને બહુ વાર નહોતી. મધ્યાહ્ન ભોજન પછી ઓછામાં ઓછું એકાદ કલાક આરામ લીધા વગર મને ચાલતું નથી, પરંતુ તે દિવસે એવી કોઈ શકયતા મને દેખાઈ નહિ.

એક ખૂણે ઢગલો થઈ પડેલાં બિછાનાંનાં પોટલાંમાં મારો ક્ષુદ્ર બિસ્તરો કયાં છુપાઈ બેઠો હશે, તે જોવાની પણ શક્તિ મારામાં નહોતી, એટલે શું કરવું તેનો વિચાર કરતો હતો, એટલામાં નિતાઈચંદ્રે આવીને જણાવ્યું:

'બાજુના ફ્લાટમાં તમારી પથારી કરી રાખી છે, દાદાબાબુ! દિદિમણિએ કહેવડાવ્યું છે કે તમે અત્યારે જરા ઊંઘ લઈ લેજો.'

હું હાશ કરી ઊઠયો. મેં પ્રફુલ્લ કંઠે કહ્યું: 'બાબાઠાકુર કયાં છે?'

'તેઓ પણ એ જ ફ્લાટમાં છે; અને એક ઓરડામાં સૂતા છે. પરંતુ મારાથી વધારે ખોટી થવાય એમ નથી, દાદાબાબુ! દિદિમણિને ખાવાનું આપીને આવ્યો છું, જઇને જોઉં એમને કંઈ જોઈતું કરતું હોય તો.'

આમ કહી નિતાઈચંદ્ર ઝડપથી જતો રહ્યો.

હું બીજા ફ્લાટમાં જઈ ઊભો કે જટાધારીએ શયનખંડમાંથી

કહ્યું: 'આ આવ્યા! આ તરફ આવજો જરા!'

મેં કલ્પેલો આરામનો આનંદ મનમાંથી સાવ ભુંસાઇ ગયો.

મેં બાજુના ઓરડામાં પ્રવેશ કર્યો કે જટાધારીએ ફરી કહ્યું: 'બેસો.'

મેં બેઠા વગર જ કહ્યું: 'નિવારણબાબુ કુશળ છેને?'

જટાધારી થોડીકવાર મારા મોં સામે જોઇ રહી બોલ્યા: 'નિવારણ તમામ કુશળ–અકુશળની પેલે પાર પહોંચી ગયા છે.'

મારાં તમામ અંગ પ્રત્યંગ જાણે એકાએક પક્ષાઘાતની અસરથી નિર્જીવ અને જડ બની ગયાં હોય એવું મને લાગ્યું. હું, મારી જાણ બહાર, ભોંય પર બેસી પડ્યો. મારા મનમાં અને માનસદૃષ્ટિમાં આખી દુનિયાની ચિંતાઓ ઉભરાવા લાગી.

શું બોલવું, શું કરવું તે નક્કી ન કરી શકવાથી મેં કહ્યું: 'તો હવે ઉપાય?'

જોયું તો જટાધારીના મોં પર એક અદ્‌ભુત પ્રકારનું હાસ્ય ફૂટી નીકળ્યું. તેમણે શાંત સ્વરે કહ્યું: 'કંઇજ ઉપાય માણસના હાથમાં નથી, શ્રીકાન્તબાબુ! ઇશ્વરની જ ઇચ્છા પ્રમાણે થશે. હું ને તમે તો નિમિત્ત માત્ર છીએ. આપણે તો એની ઇચ્છા પ્રમાણે અભિનય કર્યે જઇએ છીએ.'

આમ કહી જટાધારી થોડો સમય મૌન રહી ફરીથી બોલ્યા: 'મેં આટલી આશા નહોતી રાખી, શ્રીકાન્તબાબુ! છેલ્લી ઘડીએ પણ નિવારણની સાથે મેળાપ થઈ શકશે એવો જ વિશ્વાસ મારા મનમાં પ્રબળ ભાવે હતો. પરંતુ, એવું ન બન્યું. એક છેલ્લો મોં–મેળો પણ થયો નહિ.'

જટાધારીનો કંઠસ્વર ગાઢ બની ગયો. તેઓ મારા નીરવ મુખ અને નિર્જીવ જેવા બની ગયેલા શરીર તરફ જોઈ બોલવા લાગ્યા:

'તાર મળ્યો ત્યારનો હું વિચાર કરતો હતો, શ્રીકાન્તબાબુ! કે ભગવાને પોતાની કઈ ઇચ્છા પૂર્ણ કરવા વાસ્તે આપણો આ પ્રવાસ આવી ભયંકર રીતે નિષ્ફળ કરી નાખ્યો? આમ કરવાથી તેમની કઈ મંગળ ઇચ્છા પરિપૂર્ણ થઈ? વિચાર કરતાં કરતાં મને ઓચિંતું પ્રકાશનું દર્શન થયું. મારો દૃઢ વિશ્વાસ વધારે દૃઢ બન્યો કે કરૂણામયનું કંઈ પણ કાર્ય અર્થહીન નથી.'

જટાધારીનું ઉચ્ચ પ્રતિનું અધ્યાત્મિક તત્ત્વજ્ઞાન સમજવા જેવી તે વખતે મારા મનની દશા ન હોવાથી, મેં ફરીથી કહ્યું: 'હવે શો રસ્તો થશે?'

જટાધારી નવાઈ પામી બોલ્યા: 'શાનો શો રસ્તો થશે?'

મારું મન ચીડથી ભરાઈ ગયું. મેં કહ્યું: 'તમે નથી જાણતા, હું કયા રસ્તાની વાત કરી રહ્યો છું તે?'

જટાધારી ગુસ્સે થયા નહિ. તેઓ શાંત સ્વરે બોલ્યા: 'તમે સીતા બેટીની વાત કરો છો? તો પછી અત્યારસુધી હું શું બોલતો હતો? કરૂણામય શ્રી ભગવાને, માત્ર સીતામાને માટે જ તો આ પ્રવાસની યોજના નહિ કરી હોય? માત્ર વિદ્યા સંપાદન કરવાથી જ પતતું નથી, શ્રીકાન્તબાબુ! સમજવાની પણ શક્તિ હોવી જોઈએ છે. માત્ર આંખો હોવાથી જ દેખાતું નથી, જોવાનો તીક્ષ્ણ અનુભવ પણ હોવો જોઈએ છે. શો રસ્તો એમ તમે પૂછો છો ને?'

જટાધારીના પ્રશ્નનો જવાબ દેવાની જરૂર ન લાગવાથી હું મૂંગો રહ્યો.

તેમણે આગળ બોલવા માંડ્યું: 'પરંતુ માણસની તાકાત છે કે કંઈ રસ્તો કાઢી શકે? આમ અડધે રસ્તે મુસાફરી અટકી પડશે એ શું કોઈ અગાઉથી સમજી શક્યું હતું? આમ રસ્તામાં તમારો

બેટા થઈ જશે, અને અમે તમારે માથે જવાબદારીના બોજા રૂપ બની જશું, એવું તમે શું પહેલાં જાણી શકયા હતા ?'

મેં ધ્રૂજતા સ્વરે કહ્યું: 'સીતાને કયા શબ્દોમાં દિલાસો આપશો ?'

જટાધારીના મોં પર ધીમું હાસ્ય ફૂટી નીકળ્યું. તે બોલ્યા: 'આ તો મૂર્ખના જેવો તમે પ્રશ્ન પૂછ્યો, શ્રીકાન્તબાબુ! દિલાસો શું કોઈને દઈ શકાય છે? મહા કાળ માણસનું મન ઢાંકીને બેઠો છે. કોઈ કોઈ વાર તીવ્ર આઘાત થતાં એનું ઘેન જરા ઊતરી જાય છે એટલું જ, બાકી બીજી જ ક્ષણે પાછું બધું ઢંકાઈ જાય છે. સ્થિર તળાવના પાણીમાં ઢેફું ફેંકતાં, જેવી રીતે થોડીવાર ચારે તરફ મોજાં ઉત્પન્ન થાય છે, અને પાછાં શાંત થઈ જાય છે, તેવી જ રીતે માણસના મનનું પણ થાય છે મનનું સામયિક ચાંચલ્ય, સમયના ગર્ભમાં જ લીન થઈ જવાનું.'

હું એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો: 'જોઉં, તાર!'

જટાધારીએ મારા હાથમાં તાર મૂક્યો. મેં ધીરેથી વાંચવા માંડ્યો. જો કે તાર અંગ્રેજીમાં લખેલો હતો, પણ હું અહીં બંગાળી તરજૂમો ઉતારું છું:

'નિવારણબાબુ ગયા બુધવારે સ્વર્ગસ્થ થયા છે. તેમની બર્મી સ્ત્રી, એમની તમામ માલમિલકત લઈ પ્રોમનો ત્યાગ કરી શી ખબર કયાં જતી રહી છે. એમનો અગ્નિસંસ્કાર અમે બંગાળીઓએ હિંદુ રીત મુજબ કર્યો હતો. તમારા શોકમાં સહાનુભૂતિ જણાવી અમે વિનતિ કરીએ છીએ કે હવે તમારે અહીં આવવાની કંઈ જરૂર નથી. લિ૦ બંગાળી સમિતિ, પ્રોમ.'

સીતા કયારની આવીને મૂંગી મૂંગી મારી પાછળ ઊભી હતી તેની મને ખબર નહોતી. તાર વાંચતાં વાંચતાં જ તે 'ઓ બાબા! મારા બાબા!' કરતી આર્ત સ્વરે ચિત્કાર કરી ભોંય ઉપર તૂટી પડી અને બેભાન બની ગઇ.

હું ધ્રૂજતો ધ્રૂજતો ઊઠી ઊભો થઈ ગયો.

જટાધારી ઠાકુર શાંત ગંભીર સ્વરે બોલ્યાઃ 'ગભરાશો નહિ, શ્રીકાન્તબાબુ! એક કામ કરો. સીતામાને મારા વ્યાઘ્રચર્મ ઉપર સુવાડી દો. પછી, શું કરવું તે હું કહું છું.'

મેં શંકિત સ્વરે કહ્યુંઃ 'હું? મને...'

જટાધારીને આ પહેલાં મેં કદી યે ગુસ્સે થતા જોયા નહોતા. તેઓ એકદમ મને બોલતો અટકાવી ક્રોધથી કંપતા સ્વરે બોલ્યાઃ 'હા, તમે. નકામી દલીલો કરવી રહેવા દો, શ્રીકાન્તબાબુ! એક માત્ર તમારા સિવાય બીજા કોઈને હું સીતામાના શરીરનો સ્પર્શ કરવા દઈ શકીશ નહિ. એકેએક પળ કીમતી છે. હમણાં જ એકદમ મારા હુકમનું પાલન કરો, શ્રીકાન્તબાબુ!'

મેં મંત્રમુગ્ધની પેઠે સંન્યાસીના હુકમનું પાલન કર્યું. મારા મુખમાંથી એક પણ વિરોધનું વાક્ય બહાર નીકળવા પામ્યું નહિ.

મેં સીતાને વાઘચામડાના આસન પર સુવાડી દીધી. પછી એક ઉપર એક હુકમો છૂટવા લાગ્યા, અને તે બધાએ મને સીતાની મૂર્છા ઉતારવાના કાર્યમાં જ રોકી રાખ્યો.

હું ઘડી વિચારી પણ શક્યો નહિ, કે સામી દલીલ પણ કરી શક્યો નહિ કે કયા કારણ અને કયા પ્રમાણના જોરે, મેં જે અપરાધ કર્યો નથી તે અપરાધની સજા મારે ઉઠાવવી પડે છે!

# ૨૩

મહાકાળનો પ્રભાવ કેવળ અપરિસીમ જ નહિ, પણ એ દુર્જય છે, વિસ્મયકર છે, અદ્‌ભુત છે, અને અચિન્ત્ય છે એવું ફરી મને જણાયું. નહિ તો, પિતામાં પરોવાયેલા પ્રાણવાળી સીતાને લીધે હું જે આફતમાં આવી પડ્યો હતો તેમાંથી કદી પણ છૂટી શકત નહિ.

અઠવાડિયા સુધી ચાલેલી સીતાની ગાઢ મૂર્છા, અને છાતીફાટ રૂદનથી ભરેલા સૂચિવિદ્ધ શોકાંધકારનો કદી પણ અંત આવશે એવું મારી કલ્પનામાં નહોતું.

નિવારણબાબુના મરણના ખબર આવ્યા પછી, એક પખવાડિયું વીતી ગયું છે. સીતા, મહાકાળના પ્રભાવે ફરી પાછી પોતાની સ્વાભાવિક અવસ્થાને પામી છે. હજી યે અમે રંગુનમાં જ છીએ.

સીતા આવતા અઠવાડિયે કલકત્તા તથા પોતાને ઘેર પાછી જવા માટે બહુ અધીરી બની ગઈ છે. પિતાની શ્રાદ્ધશાન્તિ વગેરે પારલૌકિક ક્રિયાઓ ઘેર થશે.

છેલ્લાં બે અઠવાડિયામાં મારા ઉપર જે વંટોળિયો ફરી

ગયો છે, તેને લીધે મારી તમામ કલ્પનાશક્તિ વેરણછેરણ થઈ ગયેલી હોવા છતાંયે, મેં ધીરજ રાખી, જે કર્તવ્ય કદી પણ મારે બજાવવું પડશે એવું મેં ધાર્યું નહોતું તે બજાવ્યું છે.

સીતાની અવસ્થા શરૂઆતમાં એવી ચિંતાજનક બની ગઈ હતી કે તેના જીવનની આશા અમે સૌએ તજી દીધી હતી. માત્ર એકલા જટાધારીઠાકુર જરા પણ વિચલિત થયા નહોતા. તેમનું અસીમ ધૈર્ય, કર્તવ્ય પાલન કરવાની અપ્રતીમ શક્તિ, અમને અંકુશમાં રાખવાની નિર્મૂલ બુદ્ધિ—એ બધાને લીધે જ આટલા થોડા વખતમાં, આવી નહિ ધારેલી રીતે અમે સફળ થઈ શકયા હતા.

બ્રાહ્મણપુત્ર બુદ્ધ, ઘણા વખતથી બ્રહ્મદેશમાં રહેલો હતો, અને બ્રહ્મદેશમાં અનેક સ્થળે રખડેલો હોવાથી તે ખૂબ જાણીતો પણ થયેલો હતો. તેથી, એની સાથે નિતાઈને અમે પ્રોમ મોકલ્યો હતો. પ્રોમની બંગાળ સમિતિએ પોતાથી થાય તેટલું કરી, નિવારણબાબુએ જે ઘરમાં મરતા લગી વાસ કર્યો હતો, અને જે ઘર અત્યારે ખાલી પડયું હતું, તે બતાવ્યું હતું, અને જે સ્મશાનમાં નિવારણબાબુનો પાર્થિવ દેહ તેમણે ભસ્મીભૂત કર્યો હતો ત્યાં પણ તેઓ તેમને લઈ ગયા હતા.

જટાધારી ઠાકુરના હુકમને અનુસરી ગંગામાં પધરાવવા માટે નિતાઈ નિવારણબાબુની ચિતામાંથી ભસ્મ લઈ આવ્યો છે. અને કલકત્તા ગયા પછી તે ગંગામાં પધરાવવા માટે કાળજીપૂર્વક રાખી મૂકવામાં આવી છે.

મારું મન આ નહિ ધારેલી પરિસ્થિતિમાંથી છૂટવા માટે

અધીરું બની ગયું છે. છેલ્લા થોડા દિવસથી મધરાતે જ્યારે સૌ ગાઢ નિદ્રામાં ડૂબી ગયલાં હોય છે ત્યારે હું આ બંધનમાંથી છૂટીને ભાગી જવાનો આ ખરેખરો મોકો છે એવો વિચાર કરું છું, પણ ભાગી શકતો નથી. કઈ શકિત અદશ્ય રહીને મને જોરથી ખેંચી રહી છે તે પણ મને સમજાતું નથી. હું દરરોજ ફરી ફરીને પ્રતિજ્ઞા કરું છું કે આજે જ રાતે નાસી છૂટીશ, પરંતુ રાત પડે છે, હું કોશીશ પણ કરું છું, પરંતુ મારાથી બનતું નથી. અદશ્યના અદશ્ય બંધનમાંથી હું છૂટી શકતો નથી.!

મિત્ર નિજામ, મિત્રની પત્ની મા–ટુન મને જે નિર્મળ સ્નેહ અને સંભાળમાં ડુબાવી રાખે છે તેનું તો શબ્દોમાં વર્ણન કરવું પણ મારે માટે અશકય છે. નિજામ અને નિજામપત્ની બંને વિનયપૂર્વક રહી રહીને મને એકનો એક આગ્રહ કરી રહ્યાં છે કે હું હવે બાકીનું જીવન એમની સાથે જ રહું. ભૂતકાળમાં મેં તેમના પર જે થોડોઘણો ઉપકાર કર્યો છે, તેના બદલામાં, તેઓ કહે છે, આ આગ્રહ તો કંઈ જ નથી !

જટાધારી ઠાકુર મારા ભવિષ્ય સંબંધમાં એવી રીતે નિશ્ચિંત બની ગયા છે કે કદી પણ હું તેમની પાસેથી દૂર ખસીશ એવી કલ્પના કરવા પણ તેઓ તૈયાર નથી.

જટાધારીમાં ઘણા અલૌકિક ગુણ હોવા છતાંયે, મારા સંબંધમાં તેમની આ ભવિષ્યવાણી અસત્ય દંભ માત્ર છે એવું જ મને લાગ્યું છે.

આવતા ગુરુવારે સીતાને કલકત્તા જતી આગબોટમાં ચડાવી દઈ હું છૂટો થઈશ. ફરી પાછું મને મારી મરજી પ્રમાણે ઠામ ઠેકાણા

વગર રખડવાનું મળશે, આ વિચારે તે દિવસે મનને પ્રફુલ્લ કરવાની કોશીશમાં હું લાગેલો હતો, એવામાં કાલ વૈશાખીના જેવું મોઢું કરીને નિતાઈચંદ્ર આવી મારી સામે ઊભો.

મેં તેના મોં સામે જોઈ નવાઈ પામી પૂછ્યું: 'શું થયું છે, નિતાઈ? બાબાઠાકુર કંઇ બોલ્યા તો નથી ને?'

નિતાઇ બોમ્બની પેઠે ફાટી પડયો. તે બોલ્યો: 'બાબાઠાકુર સંન્યાસી રહ્યા; તેઓ બોલે તો હું મનમાં લાવું ખરો? એટલી બધી હિંમત, દાદાબાબુ, કે મને કહે, તું ચોર છે, તેં પૈસા ચોરી ખાધા છે.'

મેં નવાઈ પામી કહ્યું: 'કોણ તને ચોર કહે છે? તારી દિદિમણિ?'

નિતાઈ હસીને બેય કાન આમળી બોલ્યો; 'દિદિમણિ! એ આવા હલકા શબ્દો મોંમાંથી કાઢે, તો તો આ તમારો નિતાઇચંદ્ર વીસ વરસ નોકરીમાં ટકયો જ ન હોત!'

'એય ખરું!'

હું વિમાસણમાં પડી ગયો. મને થયું, તો પછી શું મારી જાણ બહાર હું તો આવા શબ્દો નથી બોલ્યો! પરંતુ કંઇ યાદ કરી શકયો નહિ.

મેં ફરીથી કહ્યું: 'તો પછી કોણે તને આવાં કડવાં વેણ કહ્યાં, નિતાઇ?'

નિતાઇ ફરી ઉશ્કેરાઈ ગયો. તે બોલ્યો: 'બીજું કોણ? દિદિમણિનો લાડીલો બુકુ! અભાગિયો ખાધા પીધા વગર વાટેઘાટે રખડતો ફરતો હતો, હવે રાજભોગ ખાઇ ખાઇને માથે ચડી બેઠો છે. કહે છે, બજારમાં બટાકા પાંચ પૈસે શેર મળે છે, ને તું બે આના કેમ કહે છે? જોઈ વાત, દાદાબાબુ?'

હું હસી પડચો.

મેં કહ્યું: 'છોકરાના બોલ્યા સામું શું જોવું, નિતાઈ? જણુસના ભાવની તારા કરતાં એને વધારે ખબર?'

નિતાઈ ગંભીર મુખે બોલ્યો: 'છોકરો જ તો, દાદાબાબુ! હું ખાસા મજાના મમરા દશ આને શેર લઈ આવ્યો, અને એ વેંત જેવડો કહે છે કે બજારમાં બે આને શેર જોઈએ એટલા વેચાય છે આવું બધું સાંભળીને કોને ગુસ્સો ન ચડે, દાદાબાબુ? સાચું કહું છું, દિદિમણિની સાથે કલકત્તામાં પગ દેતાં જ હું નોકરી છોડી દેવાનો છું. છે તે આવડો અમથો ને બધી વાતમાં માથું મારે એ હું નથી સહન કરવાનો.'

હું નિતાઈને દિલાસો આપવા જતો હતો, એવામાં ધીમે પગલે શાંતિથી સીતાએ મારા ઓરડામાં પ્રવેશ કર્યો.

સીતાને જોતાં જ નિતાઈચંદ્ર બધી ફરીયાદો ભૂલી જઈ ઝડપથી ઓરડામાંથી બહાર નીકળી ગયો.

હું કંઈ બોલું તે પહેલાં જ સીતા એક ખુરસી પર બેસી જઈ બોલી: 'શું કહેતો હતો નિતાઈ?'

મેં શાંત સ્વરે કહ્યું: 'નવું નવું જે થયા કરે છે તે. એટલે કે એક જૂનો નોકર, બીજા નવા આવેલાને સહી શકતો નથી. અહીં પણ એનો અપવાદ થયો નથી.'

સીતા દુ:ખી સ્વરે બોલી: 'નિતાઈ બુકુને સહી શકતો નથી એમ લાગે છે. પરંતુ શું કરી શકાય, કહો જોઉં? અનાથ બ્રાહ્મણ બાળકને વચન આપ્યું છે, અને હવે કોઈની ખોટી અગવડની ખાતર એને કેવી રીતે કાઢી મુકાય? મુકાય?'

મેં કહ્યું: 'તું આવી નજીવી બાબતની ચિંતા કરી દુ:ખી ન થા, સીતા! બે દિવસ વીતશે એટલે બધું બરાબર થઈ જશે.'

સીતા મ્લાન સ્વરે બોલી: 'થઈ જાય તો સારું, શ્રીકાન્તબાબુ!'

થોડીવાર સીતા કંઈ પણ બોલ્યા વગર બેસી રહી, બાદ બોલી: ' જટાધારી બાબા શું બહાર ગયા છે ? '

મેં કહ્યું: ' તેઓ ઇરાવતીમાં સ્નાન કરવા ગયા છે. '

સીતાના મોં પર ચિંતાની છાયા ફરીવળી તે બોલી: ' કહે છે કે નદીમાં મગરોનો પુષ્કળ ત્રાસ છે, શ્રીકાન્તબાબુ ! '

મેં ફિક્કું હસીને કહ્યું: ' ન્હાવા માટે જુદો બંદોબસ્ત પણ કરેલો છે, સીતા ! વળી તેઓ આ બધી બાબતના પૂરા વાકેફગાર છે. '

સીતા થોડીવાર મૂંગી રહી, જે વાતથી હું બીતો હતો, તે જ વાત પર ઊતરી આવી. તે બોલી: ' આવતા ગુરૂવારની જ આગબોટમાં આપણે કલકત્તા પાછાં જઈએ છીએ ને ? '

' આપણે કલકત્તા પાછાં જઈએ છીએ તો ! '—સીતાના આ સાદા સરળ પ્રશ્નનો શો જવાબ દેવો તે વિચારી શકું તે પહેલાં જ, સીતાએ ફરીથી કહ્યું:

'બર્થ રિઝર્વ્ડ' થઇ ગયો છે, શ્રીકાન્તબાબુ ? '

મેં કહ્યું: ' તે માટે કાગળ લખ્યો છે. '

સીતા ફરી વિચારમાં પડી ગઇ.

થોડીવાર પછી તે બોલી: ' દયામય મદનમોહને મારા નસીબમાં આવી ભયંકર આફત લખી હશે એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું ! જો એક પળ માટે પણ બાબાનો મોં–મેળો થઈ શક્યો હોત તો પણ મારું મન આવું અસહ્ય શોકથી મૂઢ ન બની જાત. જટાધારી કાકા કહે છે કે મંગલમયની મંગલ ઇચ્છા પૂર્ણ થવા માટે જ આવું થવાની આવશ્યકતા હતી. પરંતુ મન કંઇ સમજે છે, શ્રીકાન્તબાબુ ? મન તો કોઇ રીતે માનતું નથી કે આ ભયંકર અમંગલમાંથી જ મંગલનો આવિર્ભાવ થશે ? મારા સ્નેહાળ પિતાને ખોઇ બેસવાથી મારું શું મંગલ થઇ શકે, શ્રીકાન્તબાબુ ? આનો વિચાર કરતાં યે

મારું હૃદય ભાંગી પડે છે. આથી વધારે નિષ્ઠુર શબ્દો બીજા હોઇ શકે એવું તમે કલ્પી શકો છો, શ્રીકાન્તબાબુ ?'

હું શું બોલું !

વારંવાર એકના એક શબ્દો બોલી બોલી પોતે પણ થાકી ગયો છું અને શ્રોતાના મનને પણ બિલકુલ ઉત્સાહિત કરી શકયો નથી.

તેમ છતાં મેં કહ્યું: 'ઋષિમુનિઓ કહે છે કે મૃત્યુ જ સત્ય જીવનનું તોરણદ્વાર છે. આ તોરણદ્વારમાં થઇને સૌએ જવું પડવાનું છે. એટલે મૃત્યુનો શોક કરવો અનુચિત છે. હું પણ તારી જ પેઠે એક વખત મનમાં મનમાં આ જ પ્રશ્ન કર્યા કરતો હતો, સીતા ! મને પણ કંઈ સદુત્તર મળ્યો નથી, ને તને પણ આપી શકતો નથી. તો પણ, શું આવો વિચાર કરીને મન નથી શાંત થઇ શકતું કે હું પણ એક દિવસ આ જ માર્ગે જનાર છું અને આ જ માર્ગે જઈને હું એમને મળવા શકિતમાન થઇશ ?'

સીતા બહુવાર સુધી મૂંગી બેસી રહી.

પછી તે બોલી: 'કેટલી નિષ્ઠુર છે આ દેશની સ્ત્રીઓ ! તેઓ પ્રેમનું નાટક કરી પુરુષોને જેવી સહેલાઇથી ફસાવે છે, તેવી જ સહેલાઇથી સ્વાર્થ પૂરો થતાં તેને તજી દે છે. ખરેખર, શું આ દેશની બધી સ્ત્રીઓનો આવો સ્વભાવ હશે, શ્રીકાન્તબાબુ !'

મેં કહ્યું: 'જે બાબતનું મને કંઇ જ જ્ઞાન નથી, સીતા ! એવી બાબતમાં તેં મને સવાલ પૂછયો છે. તેમ છતાં મારે કહેવું જોઇશે કે તર્કહીન અપરિચિત શંકા ઘણી વખત માણસને ઊંધે રસ્તે દોરી જાય છે. પ્રિયજનને ગુમાવવું એ એક વસ્તુ છે, અને તેને ગુમાવ્યા પછી બધી જાતની ખરાબીનો ભય એ બીજી વસ્તુ છે. માત્ર બહાર જે કંઇ પ્રગટ થયું હોય તેટલા પરથી જ આપણે કોઈ વસ્તુનો નિર્ણય ન કરી શકીએ, સીતા ! કારણકે જે પ્રકટ નથી થયું, તેનો હક દાવો પણ ઓછો પ્રચંડ નથી હોતો એવી મને ખાતરી છે.'

સીતા ખેદગ્રસ્ત આંખે જોઇને બોલીઃ 'મને જરા બરાબર સમજાવો.'

મેં સંકોચ અનુભવતાં કહ્યું: 'જોકે હું વિશેષ કંઈ નથી જાણતો, તો પણ એટલું જાણું છું કે પરદેશી પુરુષ જ્યારે રૂપથી મુગ્ધ બની, લાલસાને વશ બની બીજા દેશની છોકરીની સાથે લગ્ન કરે છે, અને થોડા વખત પછી જ્યારે એના ઉત્સાહમાં અનિવાર્ય ઓટ આવે છે, ત્યારે એ છોકરીને છેતરીને તેનો ત્યાગ કરી જવા માટે એ અનેક છળકપટનો આશ્રય લે છે. પવિત્ર પ્રેમ અને લાલસાનો મોહ એ બંને એક વસ્તુ નથી, સીતા! પુરુષને થોડા દિવસ છેતરી શકાય, પરંતુ સ્ત્રીને વધારે દિવસ છેતરી શકાતી નથી. પરિણામે એ વિશ્વાસઘાતી પુરુષ એવી સ્ત્રીઓને હાથે યોગ્ય સજા પામે છે. આ એક તરફની વાત થઇ.'

સીતાએ આતુરતા પૂર્વક કહ્યું: 'આગળ બોલો.'

મેં બોલવા માંડયું: 'બીજી તરફ, દાખલા તરીકે, તારા પિતાના મૃત્યુ પછી તેમની બર્મી સ્ત્રી, બાકી રહેલી તમામ માલમિલકત લઇને જતી રહી—એથી એ કૃત્ય પ્રત્યે ગમે તેટલો તિરસ્કાર જાગતો હોય તો પણ એમનાં મન અને એમની દૃષ્ટિએ વિચાર કરીએ ને જોઈએ તો પહેલી નજરે નિંદ્ય દેખાતું આ કાર્ય યોગ્ય જ લાગશે, સીતા.'

સીતાની ભમરો સંકુચિત બની ગઇ. તે બોલીઃ 'યોગ્ય?'

મેં કહ્યું: 'હા, સીતા, યોગ્ય. વારૂ, તું જ વિચારી જો તો; એ છોકરીએ હિંદુસ્તાનમાં સંસારવાળા—સંતાનવાળા એટલે કે વારસ ધરાવતા, એક અજાણ્યા પુરુષની સાથે લગ્ન કર્યું હતું. પરંતુ બ્રહ્મ-દેશના કાયદા પ્રમાણે પરદેશી પતિની પરદેશમાં રહેલી માલમિલકત પર બર્મી સ્ત્રીનો કશો જ અધિકાર નથી માત્ર પોતાના પેટે જન્મેલા સંતાન ઉપર જ એનો અધિકાર છે. આવા સંજોગોમાં એ સ્ત્રી જો પરદેશી પતિના મૃત્યુ પછી વિચાર કરવા બેસે તો થોડા દિવસમાં

એના પતિના દેશમાંથી એના વારસો સમાચાર મળતાં દોડી આવે અને અહીં જે કંઈ હોય તે કબજે કરી બેસે—પછી એ સ્ત્રીને માટે કયો રસ્તો ઉઘાડો રહ્યો, સીતા?'

સીતા ધીમેથી બોલી: 'હવે સમજી.'

મેં આગળ બોલવા માંડયું.

'પરંતુ આ બધી બાબતો બહાર આવતી નથી જે કંઈ બહાર આવે છે તે સાંભળી અજ્ઞાન માણસોનાં હ્રદય ફફડી ઊઠે છે. હું માનું છું, સીતા, કે આવાં લગ્નો કદી પણ સુખકારક થતાં નથી. બંને પક્ષે એવો એક સંદેહનો ભાવ સદા જાગૃત રહે છે કે ક્યાંક કંઈક ખામી હોય એમ લાગે છે. પરિણામે અસ્વાભાવિકતા દેખાવા માંડે છે. બંનેયે પક્ષને મિથ્યા અભિનય કરવાની ફરજ પડે છે. એનું અનિવાર્ય પરિણામ એ આવે છે કે પરદેશી પુરુષોને ભાન થાય છે કે તેઓ ખરેખર બર્મી સ્ત્રીને ચાહતા નહોતા, ચાહતા હતા માત્ર એના દેહને જ. પછી જન્મે છે અણગમો, અને થાક—છેવટે અણગમો સંદેહમાં પરિણમે છે. પછી જે દશા આવી રહે છે તે થોડી જ કાયમ રહી શકે તેવી હોય છે?'

સીતા બોલી: 'પુરુષને દોષ ન દીધા વગર પણ હું શું ન કહી શકું કે આ દેશની સ્ત્રીઓ જ જાણી જોઈને પોતાના શરીરમાં ઝેર ઢાલવી રહી છે?'

મેં કહ્યું: 'તો આ દેશને અન્યાય કરવા જેવું થશે, સીતા.'

સીતા જિજ્ઞાસુ દૃષ્ટિએ મારી સામે જોઈ રહી.

મેં આગળ બોલવા માંડયું:

'જે દેશમાં, કહે છે કે, પુરુષ કરતાં ત્રણ ગણી સ્ત્રીઓ છે, તે દેશની સ્ત્રીઓનો લગ્નનો કાયદો કેવો ભયંકર બની ગયો હશે, તેની, હું માનું છું કે, તારા જેવી શિક્ષિત યુવતીને દૃષ્ટાન્તો આપીને સમ-

જાવવાની જરૂર નહિ પડે. માત્ર આ લગ્નનો કોયડો ઉકેલવા માટે અને દેશમાં પુરુષોની સંખ્યા વધારવા માટે, આ દેશની સરકારે દુનિયાના તમામ દેશના પુરુષોની સાથે બર્મી સ્ત્રીનું લગ્ન કાયદેસર બનાવ્યું છે. એટલે જ્યાં સ્વતંત્રતા આવી વ્યાપક છે, ત્યાં આ જાતની થોડી ઘણી અગવડ હોવી પણ ખૂબ જ સ્વાભાવિક છે, સીતા.'

સીતા ધીમા સ્વરે બોલી: 'ત્યારે તો અહીં પણ સ્ત્રીનો એ જ કોયડો છે: સ્ત્રીએ શ્રમ કરવું જ જોઈએ. તમામ દેશમાં, તમામ સ્થળે જો ઓછાવત્તા પ્રમાણમાં એક જ કોયડો નારીના જીવનની વિડંબના કરતો હોય તો એ કોયડો માણસે ઊભો કરેલો છે, કે ભગવાને સર્જેલો છે એ સમજવું શું મુશ્કેલ નથી, શ્રીકાન્તબાબુ?'

મેં કહ્યું: 'નર અને નારી સંબંધમાં દરેક દેશને કોઈ ને કોઈ સમયે આ એક જ કોયડાનો સામનો કરવો પડ્યો છે. દરેક દેશમાં પોતપોતાની આબોહવા, નીતિરીતિ, આચાર વ્યવહાર, સમાજ-રાષ્ટ્ર, કાયદાકાનુન, સગવડઅગવડ ઉપર આધાર રાખી બંનેના માર્ગની મર્યાદા નક્કી થઈ હતી. આમાં જે દેશ સ્વતંત્ર હોવાને ભાગ્યશાળી હતો, અને જે દેશ કમનસીબે પરતંત્ર હતો, એ દેશોના ઉકેલમાં પણ ખાસ કરીને ભેદ દૃષ્ટિગોચર થાય છે. અને થાય એ સ્વાભાવિક જ છે.'

સીતા બોલી: 'જરા વધારે સ્પષ્ટ કરીને કહેશો?'

મેં કહ્યું: 'આ પડદાનો જ રિવાજ લો, સીતા. આપણા દેશમાં કેટલાંક હજાર વરસ પહેલાં પણ આ નિંદ્ય રિવાજ નહોતો. દેશ જ્યારે સ્વતંત્ર હતો, જે વખતે ભારતવર્ષનું નામ હિંદુસ્તાન હતું, તે વખતે પણ પોતાને પડદામાં છુપાવવાનું સ્ત્રીઓને હતું નહિ. ધીમે ધીમે સ્વતંત્રતા ચાલી ગઈ, દેશ પરતંત્રતાની બેડીએ બંધાયો, ત્યારે આઠે અંગે પુરુષ વર્ગ ભયભીત બની ગયો કે કેવી રીતે પોતાની ફૂલ સરખી નિર્દોષ છોકરીઓની મર્યાદાનું રક્ષણ કરવું! ધીરે ધીરે તેમણે સ્ત્રીઓને,

પરદેશીની લોલુપ દૃષ્ટિમાંથી દૂર રાખવા માટે 'પડદા'ની પ્રથા ઉપજાવી કાઢી. દુશ્ચરિત્રની કલુષિત નજરમાંથી બહાર રાખવાનો બીજો કોઈ રસ્તો ન જડવાથી એ જ રિવાજ આજે પણ ચાલ્યા કરે છે.'

સીતા સામી દલીલ કરતી બોલીઃ 'આ હલકી પ્રથાનું તમે સમર્થન કરો છો, શ્રીકાન્તબાબુ ?'

મેં મ્લાન હાસ્ય કરીને કહ્યુંઃ 'હું સમર્થન કરું કે ન કરું એથી કંઈ જ બગડતું સુધરતું નથી, સીતા. પરંતુ જે કારણે આ પ્રથાની શરૂઆત થઈ હતી, તે જ કારણ જો આજે પણ વિદ્યમાન છે, તો પછી એક માણસને ગમે કે ન ગમે તેથી શું ખાટુંમોળું થઈ જવાનું હતું, સીતા ?'

સીતા શાંત સ્વરે બોલીઃ 'અને જેઓ આ નિંદ્ય અને નિષ્ઠુર પ્રથાનો નાશ કરવામાં લાગેલા છે, તેઓ તમારા મત મુજબ ખોટે રસ્તે ચાલે છે, શ્રીકાન્તબાબુ ?'

મેં સંકોચપૂર્વક કહ્યુંઃ 'રે, તેં તો મને મુશ્કેલીમાં નાખ્યો. તારા સવાલનો જવાબ ન આપું તો, સીતા ?'

સીતા બોલીઃ 'ના, આપો.'

'હું તો માત્ર એટલું જ કહેવા માગું છું કે અમે એટલે કે પુરુષો પણ જ્યારે પોતાની મર્યાદા સાચવવાને શક્તિમાન નથી, ત્યારે શતાબ્દીઓ પર શતાબ્દીઓથી ચાલતી આવેલી પ્રથાના ભારથી દબાયેલી સ્ત્રીનું આ નિર્ભય આશ્રયસ્થાન હું ભાંગી ન નાખું તો કંઈ ખોટું ખરું ? અમે પોતે જ જ્યારે એવી શક્તિ મેળવવાને શક્તિશાળી થઈશું, ત્યારે આ પ્રાણહીન, પવિત્ર પ્રેરણાવિહીન ચળવળ ચલાવવા માટે કોઈ સંઘ કે મંડળ કે સમિતિ રચવાની જરૂર નહિ પડે. પોતાની જરૂરિયાતને લીધે આ ઘૃણિત પ્રથા આપમેળે નીકળી જશે. કારણ, સીતા, પોતાના પ્રાણથી યે પ્રિય એવી નારીને, આ ધરતીના મુક્ત પ્રકાશ

અને પવનથી વંચિત રાખવાને રાજી હોય ? એક માત્ર જરૂરિયાતને લીધે જ જે પ્રથા ઉત્પન્ન થઈ છે, જરૂરિયાત પૂરી થતાં, તે આપમેળે જ લુપ્ત થઈ જશે—એવો મને આંતરિક વિશ્વાસ છે.'

સીતા પળવાર મૂંગી રહી વિચાર કરી બોલી: 'કહે છે કે સનાતનીઓ નારી–પ્રગતિનો શબ્દ સાંભળતાં જ માર માર કરતા દોડી આવે છે. તેઓ શું કદી પણ, અરે, સ્વતંત્રતા મળ્યા પછી પણ, શું સ્ત્રીઓને સ્વતંત્રતા આપશે એવું તમે માનો છો, શ્રીકાન્તબાબુ ?'

મારા મોં પર મ્લાન હાસ્ય ફૂટી આવ્યું.

મેં કહ્યું: 'હું જો કહું, સીતા, કે આ સનાતનીઓ જ સ્ત્રીઓના સૌથી મોટા હિતેચ્છુઓ છે, તો તું જ મારી સામે માર માર કરતી દોડી આવવાની. પરંતુ જો શાંતિથી વિચાર કરી જોઈશ, તો તને જરૂર સમજાશે કે એક માત્ર આ સનાતનીઓ જ સ્ત્રીની પવિત્રતા, શુચિતા, નારીત્વ, સતીત્વ,—એ બધાને જગતની સભામાં ઉચ્ચાસને બેસાડતા આવ્યા છે. માત્ર એમને જ લીધે આજ સુધી પવિત્ર અંતઃપુર શબ્દ ટકી રહ્યો છે. આ સનાતનીઓ જ ઘરના પવિત્ર જીવન–દુર્ગના દરવાજે સશસ્ત્ર પ્રહરી રૂપે સ્મરણાતીત કાલથી ખડા રહ્યા છે. આજે જે બધા અલ્પબુદ્ધિ, સ્વાર્થી, ચારિત્ર્યની પરવા ન કરનારા માણસો, સ્ત્રીની પવિત્રતાની ઠેકડી કરે છે, એને ઘરની બહાર ખેંચી લાવી પોતાનો નીચ સ્વાર્થ સાધવા માટે ગાલ ભરીને લાંબી ચોડી વાતો કરી તે દ્વારા પોતાનું પોત છુપાવી રાખવાની કોશીશ કરે છે, એમના જેવા સ્ત્રીના ભયંકર શત્રુ બીજા કોઈ નથી, સીતા ! જે સ્ત્રીએ પવિત્રતા ગુમાવી, જે નારીએ પોતાના નારીત્વને તીલાંજલિ દીધી, સતીત્વ એ કુસંસ્કાર છે એવી ધારણા જે નારીના મનમાં ઠસી ગઈ, તે નારીના જીવનમાં પછી રહ્યું શું, સીતા ? મને થાય છે કે જે સ્ત્રીઓ ભ્રમિત બની આ રસ્તે નીકળી પડી છે તેમના જીવનના જેવું દુઃખી જીવન બીજું એકે નથી.'

સીતા મૂંગી મૂંગી સાંભળતી હતી.

તે બોલીઃ 'નારી માત્ર અંતઃપુરને અજવાળે, તે સિવાય તેણે બીજું કંઈ કરવાનું નથી, એવું જ તમે કહો છો ને, શ્રીકાન્તબાબુ?'

મેં પડેલા સ્વરે કહ્યું: 'હું એવું નથી કહેતો, એ તું બરાબર જાણે છે, સીતા. હું તો માત્ર એટલું જ કહેવા માગું છું કે જે પ્રયોજનને લીધે પડદાની પ્રથા ઉત્પન્ન થઈ હતી, તે જ પ્રયોજન જો આજે પણ કાયમ છે, તો પછી તે પ્રથા કાઢી નાખવાની કોશીશ, બીજું ગમે તે હોય, પણ શુભેચ્છામાંથી તો પ્રેરાયેલી નથી.'

સીતા બોલીઃ 'જો હજી બીજાં હજાર વરસ એ પ્રયોજન કાયમ રહે, તો શું એની સજા એકલી સ્ત્રીએ જ ભોગવવી પડવાની?'

'સજા?' મારા મોં પર આછું હાસ્ય ફૂટી આવ્યું.

મેં કહ્યું: 'એ સજા છે કે શાંતિ છે એનો કોણ નિર્ણય કરશે, સીતા? પરાધીન, અકર્મણ્ય અને ઘૃણાજનક જીવન જીવતા ગુલામોની અશક્તિને લીધે, જો એમની સ્ત્રીઓની પવિત્રતા, ને શુચિતાનો નાશ થતો હોય તો,—પુરુષોની વાત જવા દો—શું એ બધી અશુચિ, અપવિત્ર સ્ત્રીઓ પોતે પણ સુખી થઈ શકવાની છે, સીતા?'

જોયું તો સીતા જોરથી ધ્રૂજી ઊઠી.

થોડી વાર પછી તે બોલીઃ 'આ ચર્ચા હવે બંધ કરો તમે. મારાથી નથી સહન થતું, શ્રીકાન્તબાબુ! હું કલ્પના પણ નથી કરી શકતી કે નારીની પવિત્રતા નષ્ટ થયા પછી તેના જીવનનું પછી કાંઈ પણ પ્રયોજન રહી શકે.'

એટલામાં ખુકુએ શીતલ મુખે પ્રવેશ કર્યો.

સીતા બારણાને પૂંઠ કરીને બેઠી હતી, એટલે ખુકુને જોઈ શકી નહિ.

મેં કહ્યું: 'ભૂખ લાગી છે, ખુકુ?'

ખુકુ નીચું મોં કરી બોલ્યોઃ 'હા, દાદાબાબુ, બાબાઠાકુરને પણ આંખે અંધારાં આવે છે.'

સીતા હાંફળીફાંફળી ઊભી થઈ ગઈ, અને ઘડિયાળ સામે જોઈ બોલીઃ 'ઓ મા ! આટલો બધો દિવસ ચડી ગયો છે ! ચાલો, તમને પીરસી દઉં.'

મને વિચાર આવ્યો કે નારી ગમે તેટલી શોકાકુળ કેમ ન હોય, પણ એ પોતાનું કર્તવ્ય કદી પણ ભૂલી શકતી નથી.

મેં ખુકુની સામે જોઈ કહ્યુંઃ 'હવે ગભરાતો નહિ, ભાઈ, ચાલ.'

ખુકુનું મોં ઉજ્જવળ બની ગયું.

શ્રીમત્ જટાધારીના ઓરડામાં બંધુ નિઝામની સાથે અનેક આડીઅવળી વાતોની ચર્ચા ચાલી રહી હતી. મા–ટુન અને સીતા એક નેતરના સોફા ઉપર બેસીને મૂંગાં મૂંગાં સાંભળતાં હતાં.

નિઝામ કહેતો હતોઃ 'હું જુદા ધર્મનો હોવા છતાં પણ કદી યે બીજાના ધર્મમાં હસ્તક્ષેપ કરવાની કલ્પના પણ કરી શકતો નથી. મારી એવી પ્રકૃતિ ન હોત તો હું વર્તમાન જીવનમાં કદી પણ સુખી થાત નહિ.'

આમ કહી જટાધારી તરફ જોઈ તેણે ફરી કહ્યુંઃ 'તમને કદાચ ખબર નહિ હોય, પણ મારી સ્ત્રી બુદ્ધધર્મ પર આસ્થા રાખે છે.'

જટાધારીએ કહ્યુંઃ 'જાણીને આનંદ થયો, ભાઈ. એવું જ હોવું જોઈએ ! મન જેટલું વધારે ઉદાર કરી શકશો તેટલું આ પૃથ્વીનું વધારે સુખ ભોગવી શકશો. ગૃહસ્થ જેટલી સહેલાઈથી કર્તવ્યનું પાલન કરી શકે છે, તેટલી સહેલાઈથી સંન્યાસીઓ કરી શકતા નથી. તેથી ઘણા કહે છે કે સંન્યાસધર્મ કરતાં ગૃહસ્થધર્મ શ્રેષ્ઠ છે. હું કહું છું કે જો ધર્મનો સાચો અર્થ હૃદયંગમ થાય તો તમામ ધર્મ શ્રેષ્ઠ છે.'

આમ કહી તેમણે મારી તરફ એક નજર કરી લઈ આગળ

બોલવા માંડ્યું: 'તમારો આ મિત્ર, નિજામ, ભારે મુંઝવણમાં પડ્યો છે. કયે રસ્તે ચાલવું તેનો એ નિર્ણય કરી શકતો નથી, છતાં ગમત એ છે કે ખરો રસ્તો દેખાડી દઈએ તો પણ તે તે તરફ જોવા તૈયાર નહિ થાય, ને ખોટા રસ્તાને જ વળગી બેસી રહેશે. એનું પરિણામ એ આવે છે કે એને પણ શાંતિ મળતી નથી, અને કોઈને યે એ શાંતિ આપી શકતો નથી.'

નિજામ ધીમું હસીને બોલ્યો: 'મારા એ દોસ્તે લાંબો કાળ એમને એમ વીતાવ્યો, પછી વચમાં કેટલાંક વરસ ભગવાને એને ગૃહસ્થ બનાવ્યો, અને વળી પાછો એને છુટ્ટો કરી દીધો. એટલે શ્રીકાન્ત સંબંધી હવે કંઈ પણ ચર્ચા ન કરવામાં જ લાભ છે.'

જટાધારી હસીને બોલ્યા: 'પરંતુ મેં તમારા દોસ્ત સંબંધી એક ભવિષ્યવાણી કહી રાખી છે, નિજામ! મેં કહ્યું છે કે એને ફરી સંસારી થયા સિવાય છૂટકો નથી.'

હું ગુસ્સે થયો તો પણ હસી પડ્યો. મેં કહ્યું: 'તમારી નિઃશંક નિષ્ફળતાને માટે મને બહુ દુઃખ થાય છે, જટાધારી બાબુ!'

જટાધારી ઠાકુર ઘણા દિવસ પછી આજે ગર્વીલા હાસ્યથી મુખરિત થઈ ગયા.

બરાબર આ વખતે સીતા મા-હુનની સાથે ઓરડામાંથી બહાર નીકળી ગઈ.

હાસ્યવેગ શમ્યાં પછી જટાધારીએ કહ્યું: 'હું સમજી ગયો છું, શ્રીકાન્તબાબુ, તમે કયા કેન્દ્રમાંથી તમારી દલીલનું બળ મેળવી રહ્યા છો તે. પરંતુ એટલું હું જોરશોરથી કહી શકું છું કે અજ્ઞાત ભવિષ્યના ગર્ભમાં શું છુપાયેલું છે, તે કહેવાની શક્તિ મારામાં નથી, તો પણ માણસને જોઈને એનું ભવિષ્ય કહેવામાં હું ભૂલ કરતો નથી. દૃષ્ટિ-પથની બહાર, દૂર દૂર ગ્રામમાં વસેલા નિવારણના મૃત્યુના ખબર હું

ન જાણી શક્યો હોઉં, અને એને લીધે બહુ દુઃખ પણ ભોગવ્યું હોય, તો એથી કંઈ બગડવું નથી. પરંતુ તમારે ફરી પાછા સંસારી થવું પડવાનું છે એના જેવું સત્ય મારા જીવનમાં મેં કદી ઉચ્ચાર્યું નથી!'

મેં સામી દલીલ ન કરી, કારણ કે સામી દલીલ કરવાનું મન જ થયું નહિ.

નિઝામ અચંબાભરી નજરે ઘડીક મારી તરફ અને ઘડીક સંન્યાસી તરફ જોઈ આનંદમાં આવી જઈ બોલ્યો: 'હું ખરા અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરું છું કે તમારી ભવિષ્યવાણી સફળ થાઓ.'

જટાધારી બોલ્યા: 'વિધાતાનું લખેલું કોઈની તાકાત નથી કે ભૂંસી શકે.'

નિઝામ બોલ્યો: 'આવતી કાલે જ શું તમારું સૌનું ઉપડવાનું નક્કી થઈ ગયું છે? મારી અને મારી સ્ત્રીની એવી ઈચ્છા છે કે હજી પણ એકાદ અઠવાડિયું તમે સૌ અમારી સાથે રહી અમને ભાગ્યશાળી કરતા જાઓ.'

જટાધારીએ કહ્યું: 'ના, હવે એ સંભવિત નથી, ભાઈ. મારા શિષ્યની અંતિમ ક્રિયાની તૈયારીઓ કરવાનો હવે બહુ થોડો જ વખત રહ્યો છે. અમે કાલે જ જઈશું.'

નિઝામે મારી સામે જોઈ કહ્યું: 'અને, તું?'

મેં વિહ્વળ સ્વરે કહ્યું: 'મારી તારે ચિંતા કરવી નહિ પડે, નિઝામ.'

નિઝામ હસી પડ્યો.

તે બોલ્યો: 'આ કઈ જાતનો જવાબ વળી?'

જટાધારીએ ગંભીર સ્વરે કહ્યું: 'શ્રીકાન્તબાબુ અમારી સાથે જ આવવાના છે.'

મેં ધીમે સાદે કહ્યું: 'અસંભવિત! મારું જવાનું બીજે નક્કી થઈ ગયું છે.'

જટાધારીના મોં પર મંદ હાસ્ય ફૂટી નીકળી અદૃશ્ય થઈ ગયું. તેઓ એકદમ આંખો મીંચી બેસી ગયા.

ઊઠી જવું કે નહિ તેની હું ઘડભાંગ કરી રહ્યો હતો એટલામાં નિતાઈચંદ્ર એક ટ્રેમાં ત્રણ કપ ચા લઈને આવી પહોંચ્યો, અને જટાધારીની આગળ બે કપ ચા મૂકી, ત્રીજો કપ મિત્ર નિજામના હાથમાં આપી બોલ્યો: 'બાબાઠાકુર, ચા લાવ્યો છું.'

જટાધારીએ આંખો ઉઘાડી જોયું, અને મારી સામે જોઈ ધીમેથી હાસ્ય કર્યું. પછી એક કપ હાથમાં લઈ લીધો.

મને ચા ન મળવાથી હું જરા નવાઇ પામ્યો.

નિતાઇ મારી સામે જોઇ બોલ્યો : 'તમને દિદિમણિ બોલાવે છે દાદાબાબુ!'

જટાધારી બોલ્યો: 'તમે ચા પીવાનું પતાવીને આવો, શ્રીકાન્ત બાબુ. હું એટલામાં નિજામની સાથે જરા વાતચીત કરી લઉં છું.'

મેં સીતાના ફ્લાટમાં દાખલ થઈ જોયું તો મારે માટે ચા અને પુષ્કળ ખાવાનું કાઢીને સીતા મારી રાહ જોઈ રહી હતી.

મેં કહ્યું: 'તારે નથી પીવી, સીતા?'

સીતા મ્લાન સ્વરે બોલી: 'નહિ કેમ પીઉં? પરંતુ પહેલાં તમે સૌ પતાવી લો,—પછી.'

સીતાના શબ્દો સાંભળી નવાઈ લાગી. કારણ કે છેલ્લા કેટલાક દિવસથી અમે સાથે બેસીને ચા પીતાં હતાં. ગમે તે હો, પરંતુ હું ખાવામાં ગુંથાયેલો હતો, એટલામાં સીતાએ ફરી કહ્યું:—'તમે અમારી સાથે કેમ નથી આવવાના?'

હું નવાઈ પામી સીતાની સામે જોઈ રહ્યો.

મને થયું કે મેં એમની સાથે પાછા ફરવાની ના પાડી છે એની સીતાને કેવી રીતે ખબર પડી ?

કદાચ સીતા મારો મનોભાવ સમજી ગઈ હશે. કારણ કે તેણે ફરી કહ્યું: 'હું તમને બોલાવવા માટે તમારા ફ્લાટમાં થોડીવાર પહેલાં આવી હતી. હું કંઇ જટાધારી કાકાના જેવી અંતર્યામી નથી. પરંતુ, કેમ, મારા સવાલનો જવાબ કેમ નથી દેતા ?'

મેં મ્લાન સ્વરે કહ્યું: 'જવાબ દેવા જેવું મને નથી લાગતું, સીતા.'

સીતા પળવાર નીચું મોં કરી બેસી રહી ધીમા સ્વરે બોલીઃ 'હું એકલી જઈશ કેવી રીતે ?'

સીતાનો સવાલ સાંભળી મને અતિ દુઃખમાં પણ હસવું આવી ગયું, પરંતુ મહામહેનતે હસવું દબાવી દઈ મેં કહ્યું: 'તું ક્યાં મારી સાથે આવી છે, સીતા ?'

શંકા થતાં જોયું તો સીતાનું ગોરમટું મોં એકદમ નીલવર્ણું બની ગયું હતું. મારી જમવાની પ્રવૃત્તિ પણ તેની સાથે સાથે બંધ થઈ ગઈ.

હું અસહાય દૃષ્ટિએ જોતો બેસી રહ્યો.

થોડા સમય પછી સીતાના મુખે ફરી એનો સ્વાભાવિક રંગ ધારણ કર્યો. તે નીચું મોં કરી બેસી રહીને બોલી: 'સાથે નથી આવી એટલે સાથે જવામાં પણ કંઈ દોષ છે શું ? તમે તો બધું જાણો છો !'

હું ન સમજી શક્યો કે 'તમે તો બધું જાણો છો!' એ શબ્દોથી સીતા શું સમજાવવા માગતી હતી.

થોડીવાર મૂંગા બેસી રહી મેં કહ્યું: 'એ લોકોની સાથે જવાનું તને જો બિલકુલ મન ન હોય તો હું તને કલકત્તા સુધી પહોંચાડી દઈ પાછો આવું.'

સીતાના મુખનો ભાવ એકદમ કઠોર બની ગયો.

મને થયું, હાશ, છૂટયો. પરંતુ મન કેમ એવું પ્રફુલ્લ બની ગયું નહિ?

પછી સીતાએ કહ્યું: આ શું—હાથ જોડીને બેસી રહ્યા છો! મને બધી બાજુથી સજા કર્યા વગર તમને સુખ નહિ થાય કેમ?'

મેં ખેદભર્યા સ્વરે કહ્યું: 'મને બિલકુલ ભૂખ નથી, સીતા.'

સીતા બોલી: 'થોડીવાર પહેલાં તો હતી! પરંતુ હું પૂછું છું કે કોઈ શું કોઈને બાંધી લઈ જઇ શકે છે? ના, ઈચ્છા ન હોય તો કોઈ જોર કરી કોઈને બાંધી રાખી શકે છે? તો પછી ખાલી ખાલી આટલી ચિંતા શું કરવા કરો છો તમે? ગભરાશો નહિ, તમારી જે વાતમાં અનિચ્છા છે, તે વાતમાં તમારા પર બળજબરી નહિ કરું. લો, ખાઈ લો દયા કરી.'

પરંતુ ખાવાની ઈચ્છા મારી સંપૂર્ણ લોપ થઈ ગઈ હતી. મેં જોર કરી મોંમાં ખાવાનું નાખ્યું, પરંતુ ગળે ઉતારી શકયો નહિ.

સીતાએ ફરી કહ્યું: 'શું થયું તમને, કહો તો ખરા. કહું છું તમારે નહિ આવવું પડે, મારા જેવી અભાગણીનો ભાર નહિ વેઠવો પડે, તોયે તમે......'

બોલતાં બોલતાં સીતા એકાએક ઊછળી આવેલા રૂદનના ભારથી ભાંગી પડી, અને ઝડપથી બાજુના ઓરડામાં જતી રહી.

હું મૂઢની પેઠે થોડીવાર બેસી રહ્યો.

સીતા હજી બહાર ન આવી એ જોઈ ધીરે ધીરે હું ઓરડામાંથી બહાર નીકળી ગયો.

સવારે જહાજ ઊપડવાનું છે. રાતના એકથી ત્રણ સુધીમાં મુસાફરોએ જહાજ પર ચઢી જવું જોઈએ. તે દિવસે સમી સાંજથી જ નિતાઇ, ખુકુ અને નિઝામનો નોકર બધાયે સરસામાન બાંધવાના કામમાં લાગી ગયા હતા. હું સાથે જવાનો છું કે નથી જવાનો—એ પ્રશ્ન જ એક દિશાએથી ઊઠતો નહોતો.

નિયમ મુજબ નવા રસોયાએ રસોઈનું કામ પૂરું કર્યું. નિયમ મુજબ સૌએ ભોજન કરી લીધું. મારું શરીર સારૂં નથી એ બહાને, હું, મને જમવા માટે નિતાઈ વારંવાર બોલાવવા આવ્યો તેને પાછો કાઢી એક આરામ ખુરશીમાં પડી રહ્યો.

મા–હુન પતિની સાથે મને જોવા આવી, પણ હું ઊંઘું છું સમજી પાછી વળી ગઈ.

તે વખતે રાતના દશ વાગ્યા હતા, સાંજનો વિચાર કર્યા કરું છું, પણ વિચારનો અંત આવતો નથી. હવે હું શું કરીશ? એ એકજ પ્રશ્ન ફરી ફરીને મારા મનમાં ઉત્પન્ન થયા કરવા લાગ્યો. મારા રસ્તામાં આવી લાગીને સીતાએ મને આ તે કેવી વિષમ મુંઝવણમાં નાખી દીધો!

જીવનનો છેલ્લો ભાગ ભજવી લેવા બહાર નીકળી પડ્યો હતો, કદીયે ફરી ગૃહહીન—ગૃહની માયામાં નહિ બંધાઉં, એ જ મારું છેલ્લી યાત્રાનું ભાથું હતું. પરંતુ એટલામાં જ શું મારું ભાથું ખલાસ થઈ ગયું? મારે શું કરવું એ કોણ કહેશે મને? ક્યાંથી આ ગાઢ

અંધકાર મારા પ્રકાશમય રસ્તામાં ઊતરી આવ્યો, ભગવાન! મને આ ચંચળ આવર્તમાંથી બચાવ, ઠાકુર! મારા જેવા બધી રીતે અકિંચનની સાથે તું આ તે શી નિર્દય રમત કરી રહ્યો છે; પ્રભુ!

વિચાર કરતાં કરતાં મારી આંખો આંસુથી ભરાઈ આવી. હું આવો દુર્બળ હોઈશ; મારું મન આવડા અમથા આઘાતથી જ ભાંગી પડી મને વિહ્વળ બનાવી દેશે અને મને બધી રીતે નિરાધાર બનાવી દેશે, એવું શું મેં કદી કલ્પ્યું પણ હતું?

સીતા!

કરુણામયી રૂપે તે મારી આગળ પ્રગટ થઈ! સીતા! મારા વિનાશકારી દુઃખની વેળાએ મને શીતળ લેપના જેવી શાંતિ આપી છે સીતાએ! મારા જેવા રખડુના બંધનવિહીન મનને ફરી જુદી રીતે વિચાર કરવાનું શીખવ્યું છે એણે!

સીતા મારી પાસેથી શાની આશા રાખે છે? તેને દાન કરવા જેવું શું છે મારી પાસે? જે અકિંચન છે, કંગાલ છે, જેનું જીવન ઉદ્દેશહીન છે, જેનું મન સહાનુભૂતિ વગરનું છે, જે વંટોળિયામાં ચડેલા તણખલાની પેઠે દશે દિશાએ તણાતો જાય છે, તેના ઉપર હક કરવાના કયા પ્રલોભને એને ગાંડી કરી છે, ભગવાન! મને મુક્તિ આપ, શાંતિ આપ, મારું મન આકર્ષણરહિત કર, ઠાકુર!

હું આદિ કે અંત વગરની ચિંતામા પ્રવાહમાં તણાઈ જવા લાગ્યો. મારી સૂકી આંખોમાં આવો પ્રવાહ છુપાયેલો હતો, તે હું સ્વપ્નમાં પણ માની શકત નહિ. સમય ક્યારે અને કેવી રીતે વહી જતો હતો—ખબર નથી.

ઓચિંતાની સીતા આંસુથી રૂંધાયેલા કંઠે બોલતી સંભળાઈ: 'તમે શું ઊંઘો છો? આપણે હવે નીકળીએ છીએ!'

હું ધીરે ધીરે ઊઠી ઊભો થયો.

બીજા કોઈ ઓરડાની ઘડિયાળમાં ટન્ કરતો એકનો ટકોરો થયો.

મેં જોયું તો એક ખુરશીની પીઠ જોરથી પકડી રાખીને, સીતા નીચું મોં કરી ઊભી રહી હતી. તેના મુખના જેટલા ભાગ પર વીજળીના દીવાનો પ્રકાશ પડતો હતો તે ભાગમાં આંસુનો લિસોટો ચમકતો હતો.

બારીમાંથી નજર કરી જોયું તો નિતાઈ હો હો કરતો મજૂરોની પાસે સરસામાન નીચે ઉતરાવતો હતો. એક તરફ ભગવા ઝબ્બામાં વિભૂષિત થઈ, હાથમાં કમંડલુ લઈ, વિશાળકાય જટાધારી ઠાકુર હસતે મોઢે રાહ જોતા ઊભા હતા. ખુકુ ઉભરાતા આનંદથી ચંચળ બની ચારે તરફ ધારી ધારીને જોતો હતો. મિત્ર નિઝામ અને મા–હુન મારા ફ્લાટ તરફ મોં કરી જટાધારીની પાસે ઊભેલાં હતાં.

મેં નજર પાછી વાળી મારા શયનખંડમાં જોયું. જોયું તો મારી બેગ, બિછાનું વગેરે આ પહેલાં ક્યારનું યે અદશ્ય થઈ ગયું હતું.

મેં ફરી સીતાના નીરવ મુખ અને શિલ્પીએ ઘડેલી પથ્થરની મૂર્તિ જેવા નિશ્ચલ શરીર તરફ નજર કરી. મારું મન એકદમ સ્થિર થઈ ગયું. મેં કંપતા સ્વરે કહ્યું: 'મારો અસહ્ય બોજો તું ઉઠાવી શકીશને સીતા? તેં શું સાચેસાચ બધી ગણતરી કરી જોઈ છે?'

સીતા એકાએક જોરથી ધ્રૂજી ઊઠી. તે કંઈક બોલવા ગઈ—બોલી શકી નહિ.

એવામાં બારણાં બહારથી જટાધારી ઠાકુરે કહ્યું: 'હવે વધારે મોડું ન કરશો, શ્રીકાન્તબાબુ! નીકળવાનું શુભ મુહૂર્ત વહી જાય છે!'

મેં સીતાની સામે જોઈ ફરી કહ્યું: 'જવાબ માટે મારી તાલાવેલી નથી, સીતા! તો ચાલ, હું તારી સાથે જ પાછો ફરું છું. જે રસ્તે જવાનું ધારીને આટલે દૂર આવ્યો હતો, તે રસ્તો હવે દેખાતો નથી, સીતા. તું મારી બધી દષ્ટિશક્તિને આવરીને ઊભેલી છે.'

સીતાએ ધ્રૂજતાં ધ્રૂજતાં નીચા નમી મને પ્રણામ કર્યા, અને ધીરે ધીરે ઊભી થઈ થીજેલા અવાજે બોલી: 'ભૂલ જો કોઈ પક્ષની થઈ જ હશે તો સમયની કસોટી પર તો તે પકડાઈ જતાં વાર નહિ લાગે. એવું સમજીને પણ શું તમે મને માફ નહિ કરી શકો?'

મારા મોં પર મ્લાન હાસ્યની રેખા ફૂટી નીકળી હોવી જોઇએ. મેં કહ્યું: 'એ જ ઠીક છે, ચાલ.'

હું ઓરડામાંથી બહાર આવ્યો કે તરત જટાધારીએ મને છાતી સરસો લગાવી દીધો. પછી તે બોલ્યા: 'ૐ શાંતિ: ! શાંતિ: ! શાંતિ: !'

એકાએક આંસુથી મારી આંખો અંધ બની ગઈ.

સંન્યાસીના આલિંગનમાંથી મુક્ત બની જ્યારે હું એમને પ્રણામ કરી ઊભો થયો, ત્યારે જોયું તો સીતા પણ તેમને પ્રણામ કરી ઊભી થતી હતી.

વિદાય અભિનંદનનું કામ પૂરું થઈ ગયા પછી, જ્યારે ફરી ત્રણ મોટરો ચાલવા માંડી, અને મેં નિતાઇની પડખે બેઠેલા બુકુના આનંદથી ચમકતા મોં ભણી ઘડી નજર કરી સીતાની સામે જોયું, ત્યારે સીતા પળવાર મારી આંખે આંખ મેળવી, નીચું મોં કરી બેસી રહી.

એકદમ મારી આંખોમાં બળતરા થઈ આવી. હું મનમાં મનમાં બોલ્યો : 'ભગવાન ! મારી છેલ્લી જાત્રા શરૂ થતા પહેલાં જ આ હમણાં જે પડદો પડ્યો, એ તો ફરી કદીયે ઊપડશે નહિ ને, પ્રભુ !'

વચમાં સીતા ધીમે સાદે બોલી: 'બીશો નહિ, હું બળજબરીથી બાંધી નહિ રાખું.'

એકાએક આગળની મોટરમાંથી, જટાધારીના અટ્ટહાસ્યે મધરાતે રસ્તા પર ઊભેલા પોલીસ પહેરેગીરને પણ ચમકાવી દીધા. તેમણે ઘાંટો પાડી કહ્યું: 'સીતામાને કહો કે જે પોતાની મેળે જ બંધાયો છે, એને બંધનનું પ્રયોજન રહ્યું જ ક્યાં?'

મેં શરમીંદા બની મોં નીચું ઢાળી દીધું.

રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કરી, ત્રણે મોટરો ધક્કા તરફ વેગથી દોડવા લાગી.

સમાપ્ત



# મા ન કરી શકે તે પુસ્તકે કર્યું

પુત્રી સાસરેથી રીસાઈને ઝઘડીને ઘેર આવી. માતાને ખબર પડતાં તેણે કપાળ કુટયું ને પુત્રીના નશીબનો દોષ કાઢયો.

સંસ્કારી પિતાએ પુત્રીને સંસ્કાર લક્ષ્મી પુસ્તક લાવી આપ્યું ને તે પુસ્તકમાનું જ્ઞાન પોતાની પુત્રીને સમજાવ્યું ને વંચાવ્યું અને સાસરીયામાં કેમ રહેવું તથા સર્વમાં કેમ પ્રિય થવું તે સંસ્કાર લક્ષ્મી પુસ્તકમાંથી પુત્રીને સમજાયું ને તે હસતે મ્હોંએ સાસરીયે વિદાય થઇ ને સુખ પામી.





માતા પિતાને હર્ષ થયો.